# નિવેદન

**સા**માન્ય જ્ઞાન-માહિતી આપતા પુસ્તકો તૈયાર કરી-કરાવી પ્રગટ કરવાની ઇચ્છા તો ઘણા વર્ષથી મનમા પડેલી હતી ૧૯૪૫મા ગાંધી-ઝીણા મંત્રણા' અને એ પછી 'આસામ' 'સિંધ' 'મંહદ' અગ્નિપરિક્ષાને અંતે' 'ચલો દિલ્હી' વગેરે પુસ્તકો લખ્યા અને પ્રગટ કર્યા. લોકોએ તેને સારો આવકાર પણ આપ્યો, પરંતુ વ્યવસ્થિત અને નિયમિતરૂપે લેખન-પ્રકાશન કરવાનું બની શક્યું નહિ

પત્રકારત્વમા દાખલ થયે ૧૪ વર્ષ થયા આ વર્ષોમા જવાબદારીભર્યું કામ કરતા ઘણુ જોવા, જાણવા, સમજવાનુ મળ્યુ. મૂળમાં એવી ભાવના તો હતી જ અને કંઇક પ્રયત્નો પણ કર્યાં હતા એટલે રાજકારણના રંગો પલટાતા અને ઘેરા બનતા એ ભાવના બળવાન બની છે અને તેના ફલસ્વરૂપ આ પ્રકાશનમાળાનો પ્રારંભ થયો છે પ્રકાશનની યોજના અને રૂપરેખા અન્યત્ર આપેલા છે

આ પુસ્તકમા આપેલી માહિતી માટે અનેક પ્રકારની સામગ્રીનો ઉપયોગ કર્યો છે શક્ય ત્યા સુધી સત્તાવાર માહિતીનો જ આધાર લેવાયો છે અને પુસ્તકોને સર્વોપયોગી તથા અદ્યતન બનાવવાની દૃષ્ટિ રાખી છે મને આશા છે કે ગુજરાતી પ્રજા આ અને આવા જ બીજા પ્રકાશનોને ઉપયોગી ગણી આવકારશે

મુંબઈ
૧૫-૩-૫૪

# યો જ ના

જગતના આર્થિક, રાજકીય અને બીજા પ્રકારના પ્રવાહો જાણવા-સમજવાની લોકજિજ્ઞાસા દિનપ્રતિદિન વધતી જ જાય છે. આપણે ત્યાંના વર્તમાનપત્રોનો વિકાસ અને સામાન્યજનની તે વાંચવા માટેની વધતી જતી વૃત્તિ તેના પુરાવારૂપ છે. આજે ચારે બાજુ બધું જાણવા-સમજવાની ભૂખ પ્રગટી છે. વિશેષમાં, દેશ અને દુનિયાના પ્રવાહોનું જ્ઞાન નિત્યના જીવનવ્યવહારમાં પણ જરૂરી થઈ પડ્યું છે. આપણા દેશે લોકશાહી રાજ્યપદ્ધતિનો સ્વીકાર કર્યો છે. આ પદ્ધતિનો પાયો સામાન્ય લોકોના જ્ઞાન ઉપર મંડાયેલો છે. લોકતંત્રની સફળતા માટે અને એ તંત્રને જનહિતકારી બનાવવા માટે જનતાના સર્વ વર્ગોએ આવશ્યક વિષયોનું સાધારણ જ્ઞાન મેળવવું જ જોઈએ.

લોકજિજ્ઞાસા ખૂબ તીવ્ર છે. બનાવો પાર વિનાના બને છે, દુનિયાના પ્રશ્નો વધુ ને વધુ જટિલ બનતા જાય છે; આપણી પ્રજાનું સામાન્ય જ્ઞાન પ્રમાણમાં ઓછું છે, વૃત્તપત્રોમાં આવતા સમાચારો અને વિચારોને પૂર્ણપણે સમજવા માટે જ્ઞાન-માહિતીની જે ભૂમિકા હોવી જોઈએ તેનો અભાવ છે. આ ખામી કંઈક અંશે નિવારવાનો 'અભિનવ ભારત પ્રકાશન'નો હેતુ છે. સામાન્ય જનને નજર સામે રાખીને દેશ અને દુનિયા વિષેની આવશ્યક માહિતી, મહત્ત્વના બનાવોની પૂર્વભૂમિકા ને સમીક્ષા, નજીકના ભવિષ્યમાં ઉઠનારા સવાલો અંગેનું સાધારણ જ્ઞાન, વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રના જીવનને ગંભીર રીતે સ્પર્શતા સવાલો વિષે સારા અને વિચારો વિગેરે રજૂ કરવાનો આ પુસ્તકમાળાનો ઉદ્દેશ છે.

એક વર્ષમાં કુલ ૧૨ પુસ્તકો પ્રગટ કરવાનાં છે. દરેક પુસ્તક ૧૨૦ થી ૧૫૦ પાનાંનું હશે. પુસ્તકોની માહિતી અન્યત્ર આપેલી છે.

છૂટક કિંમત : એક રૂપિયો

વાર્ષિક લવાજમ : ટપાલ ખર્ચ સહિત

દેશમાં : રૂા ૧૦-૮-૦ : પરદેશમાં શિલિંગ ૧૫

# રૂપરેખા

**૧ નૂતન ભારતનું દર્શન**
ભારતની વર્તમાન સ્થિતિનું પ્રમાણભૂત આંકડાઓ સાથેનું ચિત્ર.

**૨ ભારતનાં રાજ્યોની રચના**
ભારતનાં ૨૯ રાજકીય એકમોની રચનાથી માંડી આજની સ્થિતિ.

**૩ રાજ્યોની પુનર્ઘટનાના પ્રશ્નો**
ભારત સરકારે નીમેલા ઉચ્ચ સત્તાધારી પંચને સોંપાયેલા મુદ્દાઓની તલસ્પર્શી ને માહિતીપૂર્ણ સમીક્ષા.

**૪ ઉત્તર ભારતનાં સૌંદર્યધામો**
ઉત્તર ભારતનાં ઐતિહાસિક સૌંદર્યધામોનો આવશ્યક પરિચય.

**૫ ભારતના રાજકીય પક્ષો**
કોંગ્રેસ, પ્રજા સમાજવાદી, સામ્યવાદી, હિંદુ મહાસભા અને બીજા અનેક નાના મોટા રાજકીય પક્ષોનો વિસ્તૃત પરિચય.

**૬ મહાગુજરાત**
કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત તથા બૃહદ્ ગુજરાત વિષે માહિતી, રાજ્યોની પુનર્ઘટનામાં તેનું સ્થાન, ગુજરાતની સમસ્યાઓ.

**૭ બૃહદ્ મુંબઈ**
મહાનગરી મુંબઈનો સર્વદેશીય પરિચય, તેનું સંભવિત ભાવિ.

**૮ સ્વાતંત્ર્યનાં સાત વર્ષો**
સ્વતંત્ર ભારતની સિદ્ધિઓ અને ખામીઓ, અજવાળાં ને અંધારાં.

**૯ જગતની બે છાવણીઓ**
સમગ્ર માનવજાતનું ભાવિ જેની સાથે સંકળાયેલું છે તે રશિયા-અમેરિકા અને તેમની નીચેના દેશોના બળાબળનો પરિચય.

**૧૦ ભારતની સરહદો અને સંરક્ષણ**
આપણી વિશાળ સરહદો અને સંરક્ષણના પ્રશ્નની અભ્યાસપૂર્ણ સમીક્ષા તથા પ્રત્યેક નાગરિકે સમજવા જેવી જરૂરી માહિતી

**૧૧ ભારત-પાકિસ્તાનના સંબંધો**
ભારત તથા પાકિસ્તાનને મૂંઝવતા ને અકળાવતા બધા જ પ્રશ્નો વિષે અદ્યતન માહિતી અને તેનું વિવેચન.

**૧૨ દક્ષિણ ભારતનાં સૌંદર્યધામો**
દક્ષિણ ભારતનાં ઐતિહાસિક અને વિશિષ્ટ સ્થાનોનો પરિચય.

**૧૩ આપણું ન્યાયતંત્ર**
ન્યાયતંત્રની રચનાનું સંપૂર્ણ ચિત્ર, એની ખૂબીઓ અને ખામીઓ

**૧૪ જીવનના આધારસ્થંભો**
માનવીની પ્રાથમિક જરૂરિયાત—અન્ન વસ્ત્ર અને આશ્રય આ વિષે દેશની આજની સ્થિતિ અને ભાવિની આશા—નિરાશા

**૧૫ એશિયાની ગંભીર સમસ્યા**
એશિયા ખંડની જટિલ અને ગંભીર સમસ્યાઓનો પરિચય

**૧૬ આફ્રિકાનો ઉકળતો લાવા**
સદીઓથી નિદ્રામાં પોઢેલો અને હવે જાગેલો આફ્રિકાનો વિકાસ શું કરે છે, શું કરશે તેની વિગતવાર માહિતી

**૧૭ સર્વોદયની સાધના**
ગાંધીદૃષ્ટિએ ચાલતી ભૂદાન વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓનો પરિચય

**૧૮ આપણા ઉદ્યોગો નાના ને મોટા**
આપણા સર્વ પ્રકારના ઉદ્યોગો વિષે માહિતીપૂર્ણ આંકડાઓ, તેનો ભૂતકાળ વર્તમાનકાળ અને સંભવિત ભવિષ્યકાળ

**૧૯ ભારતની વિદેશનીતિ**
સ્વતંત્ર ભારતના વિદેશો સાથેના સંબંધો, સંધીઓ, કરારો, એલચીખાતાંઓ, વિશ્વરાજકારણ વગેરેનો પરિચય

**૨૦ સાહિત્ય, સંસ્કાર અને શિક્ષણ**
ભારતીય સાહિત્ય સંસ્કૃતિ, શિક્ષણની વર્તમાન સ્થિતિ

**૨૧ વિદેશમાં ભારતવાસી**
જગતના દેશોમાં વસતા ભારતવાસીઓની ઉપયોગી માહિતી

**૨૨ રાષ્ટ્રીય સંપત્તિ**
દેશની સંપત્તિનો અંદાજ, વિશેષતાઓ અને મર્યાદાઓનો પરિચય.

**૨૩ ભૂલાયેલા ભાંડુઓ**
બંધારણમાં જેમને ખાસ હક્કો આપવામાં આવ્યા છે તે પછાત જાતિઓના જીવનનું સમગ્ર દર્શન અને ઉત્થાનના ઉપાયો

**૨૪ આર્થિક વિકાસની દૃષ્ટિ**
આર્થિક વિકાસની યોજનાઓ, આજ સુધીનો અનુભવ

**પહેલા વર્ષમાં આમાંથી ૧૨ પુસ્તકો પ્રગટ થશે**

# અનુક્રમ

# ૧. પૂર્વ ઈતિહાસ

ભારતમાં આર્યોનું આગમન થયું તે પૂર્વે ઘણાં વર્ષો પહેલાં સિંધુની સંસ્કૃતિ શિખરે પહોંચેલી હતી અને તેની સમકાલીન સંસ્કૃતિઓમાં અગ્રસ્થાને હતી; છતાં જે સંસ્કૃતિને આપણે ઓળખીએ છીએ અને જેનો આપણને વારસો મળ્યો છે, એની ઈમારતનો પાયો આર્યોએ જ સુદૃઢ કર્યો અને એનું ભવ્ય મહાલય પણ તેમણે રચ્યું. વેદ અને ઉપનિષદ્‌ના સર્જનો દ્વારા તે કાળના માનવીએ પોતાની અસાધારણ બુદ્ધિપ્રતિભા અને મહાન સમતોલ શક્તિનો શ્રેષ્ઠ પરિચય આપ્યો છે એમ કહી શકાય. એમાં સત્યની જિજ્ઞાસા હતી અને માનવીની ઐશ્વર્ય પામવાની શક્તિનો સ્વીકાર હતો. એ સંસ્કૃતિમાંથી ઉદ્‌ભવતી સરળ જીવનપ્રણાલી અને વર્ણાશ્રમધર્મના પાલન દ્વારા એક પ્રકારની સામાજિક સ્થિરતા અને સંવાદિતા સ્થાપી શકાયાં. આ ઉપરાંત મહાન અને ઓજસ્વી પુરુષોએ વ્યક્તિગત રીતે પણ સંસ્કૃતિ અને માનવની વિચારસરણી પર મોટો પ્રભાવ પાડ્યો. રામાયણ અને મહાભારત જેવાં મહાકાવ્યો તથા ભગવદ્‌ગીતા જેવા અમૂલ્ય તત્ત્વગ્રંથે પણ આ સંસ્કૃતિનું દર્શન કરાવવામાં

તેમજ તેને ઘડવામાં મોટો ભાગ ભજવ્યો છે. આ સંસ્કૃતિમાં રહેલી તાકાતને પરિણામે, ભારતીય પ્રજાની ધીમે ધીમે અવનતિ થયા પછી પણ એમાં એક એવી સમર્થ શ્રદ્ધા અને બળ રહ્યાં કે એનું સમગ્ર રીતે કોઈ કાળે પતન થયું નહિ. ઘોર અંધકારમાં પણ એની સંસ્કૃતિજ્યોતના ઝબકારા દેખાતા રહ્યા છે.

ધીમે ધીમે સામાજિક વિસંવાદો વધવા લાગ્યા. કાર્યની સરળતા ને વ્યવસ્થા માટે જે યોજના કરવામાં આવી હતી તેમાંથી ઊંચનીચના ભેદભાવ તીવ્ર બન્યા અને કર્મ કરતાં જન્મનું મહત્ત્વ વધારે લેખાયું. જ્ઞાનને બદલે કર્મકાંડમાં લોકો સંતોષ લઈ રહ્યા હતા. એ વખતે, જૈનધર્મ અને ત્યાર પછી બૌદ્ધધર્મે પ્રગટાવેલી નવી ચેતનાએ લોકોમાં જાગૃતિ આણી. એ ધર્મોમાં વર્ણભેદનો અભાવ હતો અને લોકગમ્ય રીતે એના સિદ્ધાંતોનું નિરૂપણ થયું હતું, આથી બન્ને પંથનો ઠીક ઠીક પ્રસાર થયો. બૌદ્ધધર્મ તો અન્ય રાષ્ટ્રોમાં પણ ફેલાયો. ભારતીય સંસ્કૃતિએ એક નવો ધબકાર અનુભવ્યો અને તે કંઈક અંશે વિશુદ્ધ પણ બની.

ભારતની પલટાતી સામાજિક તાસીર સાથે 'રાજ્ય-વ્યવસ્થા પણ ધીરે ધીરે બદલાઇ રહી હતી. ઇતિહાસે ભારત પરના આક્રમણોમાં નોંધેલું પ્રથમ આક્રમણ એસિરિયાની રાણી સેમિરામીસે કર્યું હતું. ત્યાર પછી કેટલાંક બીજાં આક્રમણો થયાં. સિકંદરના હુમલા વખતે સંસ્કૃતિ તેના વિકાસની અતિ ઉચ્ચ કક્ષાએ હતી. આ આક્રમણોથી ભાર-

તના પ્રજાજીવનની સ્થિરતાને કશી આંચ આવી નહિ. ત્યાર પછી શક, હૂણ જેવી અસભ્ય ગણાતી જાતિઓના હુમલાને અંતે પણ ભારત છેવટે વિજયી નીવડયું, વધુ સગઠિત બન્યું અને પરદેશીઓ ભારતમાં જ વસવાટ કરીને અહીંના લોકો સાથે ભળી ગયા.

લગભગ એક હજાર વર્ષ સુધી ચાલેલા મૌર્ય અને ગુપ્ત રાજ્યઅમલ દરમિયાન ભારતે સુવર્ણકાળના દર્શન કર્યાં. મહાન સમ્રાટ અશોકના સમયમાં એનું રાજ્ય સૌથી વધુ વ્યાપક હતું. ભૂતકાળમાં ભારતે સહુથી વધુ ઐકય ને સંગઠનનો અનુભવ કર્યો હોય તો તે અશોકના સમયમાં જ. વિદ્યા, સાહિત્ય, કલા અને સ્થાપત્યના વિકાસ ઉપરાંત સામાજિક સુવ્યવસ્થા અને પરરાષ્ટ્રો સાથેના વ્યાપારી ને સાંસ્કૃતિક સંબંધો ભારતને માટે ગૌરવજનક બની રહ્યા. આ એ જ સમય હતો જયારે તક્ષશીલા, નાલંદા ને કાશીની વિદ્યાપીઠો રાષ્ટ્રને ખૂણેખૂણેથી જ માત્ર નહિ, પરદેશથી પણ આવેલા લાખો વિદ્યાર્થીઓથી ગૂંજી ઊઠતી.:વિદેશના યાત્રીઓ અહીંનો વૈભવ અને સર્વાંગી પ્રગતિ જોઇને અત્યંત પ્રભાવિત બનેલા હતા. આર્થિક અને સાંસ્કૃતિક જાહોજલાલીનો એ મધ્યાહ્ન કાળ હતો.

સાતમી સદી સુધી આ સ્થિતિ રહ્યા પછી, ધીરે ધીરે ભારત નાનાં નાનાં સ્વતંત્ર રાજપૂત રાજ્યોમા વહેંચાઇને છિન્નભિન્ન થતું ગયું. રાજપૂતોમાં સાહસ, શૌર્ય ને સ્વાર્પણના ગુણો હોવા છતાં કલ્પનાશીલતા અને ભાવિને જોઈ શકે તેવી દૃષ્ટિ તેમની પાસે ન હોવાથી, એકતાનું તત્ત્વ

ઉત્તરોત્તર વિચ્છિન્ન થતું ગયું અને સામંતશાહીનો યુગ શરૂ થયો.

આ સમયે, મહંમદ પેગંબરે સ્થાપેલા નવા ઇસ્લામી ધર્મ અને એને માટેનાં ધર્મયુદ્ધો પછી અરબી પ્રજામાં નવપ્રાણનો જાણે સંચાર થયો હતો. અરબી સંસ્કૃતિ આળસ મરડીને બેઠી થઇ. ગ્રીક ફિલસૂફીની અસર નીચે આવેલી આ પ્રજામાં બુદ્ધિ ને જ્ઞાનની જિજ્ઞાસા તીવ્ર બની ઊઠી. આ પહેલાં પણ ભારતને એ દેશ સાથે વ્યાપારી સંબંધો હતા જ. હવે એ સંબંધો બૌદ્ધિક વિનિમયની કક્ષા પર વધુ ગાઢ બન્યા. ગણિત, વૈદક, ખગોળશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર વગેરેમાં આરબો ભારત પાસેથી ઘણું શીખ્યા. ભારતે પણ એની પાસેથી ઘણી વિદ્યાઓ મેળવી. બંને સંસ્કૃતિ પરસ્પરના નિકટ પરિચયમાં આવી અને એના સુમિલનમાંથી એક ચોક્કસ સ્વરૂપવાળી વિકાસશીલ સંસ્કૃતિ ભારતમાં સર્જાતી ગઇ. આરબો પાસે નવા ધર્મની શક્તિ અને આત્મવિશ્વાસ સારા પ્રમાણમાં હતા. તેમણે સિંધ જીતી લીધું હતું ને ત્યાં લગભગ દોઢસો વર્ષ સુધી એમનો અમલ ચાલ્યો.

ગુપ્ત સમયના અંત પછી ભારતમાં કોઇ એકચક્રી કે મધ્યવર્તી સરકાર રહી નહિ. નાનાં નાનાં રાજપૂત રાજ્યોમાં ભારત વહેંચાતું ગયું. રાજપૂતોમાં અંદર અંદર કુસંપ અને ઇર્ષા વ્યાપેલાં હતાં. આથી અફઘાનોના આક્રમણો સામે તેઓ લાંબો સમય ટક્કર ઝીલી શકયા નહિ. મહંમદ ગઝનીએ વારંવાર ભારત પર ચડાઈ કરી અને તેનાં મંદિરો તથા

સમૃદ્ધિ લૂંટયા. એના વિજયે તથા રાજપૂતોની સંકીર્ણ દષ્ટિ અને સ્વાર્થાંધતાએ ત્યાર પછીનાં આક્રમણો માટે દ્વાર ખુલ્લાં કરી દીધાં. રાજકીય દષ્ટિએ એ આક્રમણોની તાત્કાલિક કશી ભારે અસર ઉપજી નહિ, પરંતુ ભારત ધીમે ધીમે નિર્બળ બનતું ગયું. આમ છતાં તેનું આંતરિક પ્રજાજીવન આ આક્રમણો કે રાજકીય પલટાની વચ્ચે પણ સ્થિર રહ્યું. આનું કારણ તેની સામાજિક જીવનવ્યવસ્થામાં હતું.

લાંબા સમય સુધી અફઘાનો અને રાજપૂત રાજાઓ વચ્ચે ઘર્ષણ ચાલ્યા પછી, ૧૩ મી સદીમાં પહેલીવાર કુતુબુદ્દીન મુસ્લિમ રાજ્યકર્તા તરીકે દિલ્હીની ગાદી પર બેઠો.

મુસ્લિમોને વિજયી થવા માટે રાજપૂતોના કુસંપ અને અલગ પડી ગયેલાં જુથો ઉપરાંત બીજા પણ થોડાંક કારણો હતા. ઇસ્લામધર્મના સંતો, ફકીરો ને પીર દરવેશોની સાદાઇ ને સરળતાથી હિંદુ પ્રજાએ તેનો આદર કર્યો હતો. નાની નાની જ્ઞાતિઓ અને સંપ્રદાયોમાં વિભાજિત થયો હોવા છતાં હિંદુધર્મ વિશાળહૃદયી હતો ને તે મુખ્યત્વે વેદધર્મી હોવા છતાં તેણે જૈન ને બૌદ્ધધર્મને અમુક અંશે પોતામાં શમાવી લીધાં હતાં. ધાર્મિક સહિષ્ણુતાને કારણે ઇસ્લામને પણ તેણે આવકાર આપ્યો હતો, પરંતુ એ ધર્મમાં, રાજ્યવહીવટ બદલાતાં જબરદસ્તી ને ઝનૂનનું તત્ત્વ દાખલ થયું ને પરિણામે બે ધર્મો વચ્ચે કટુતાની લાગણી ઉદ્ભવતી ગઇ.

આ મુસ્લિમ રાજ્યકર્તાઓ કોઇ વ્યવસ્થિત રાજ્યતંત્ર સ્થાપી શકયા નહિ. હિંદુઓ પર તેમણે અન્યાય ગુજાર્યો

અને તેમને રાજ્યવહીવટથી તદ્દન વંચિત્ રાખ્યા કેળવણી પ્રત્યે તેમણે દુર્લક્ષ કરેલું. ભારત સમૃદ્ધ દેશ હોવા છતાં તેની આર્થિક પ્રગતિ થઈ શકી નહિ. હમેશના ઉપયોગની વસ્તુઓના ભાવ ખૂબ નીચા હતા એટલે પ્રજા ગરીબ થતી જતી હોવા છતાં એના અસંતોષે કદી વિદ્રોહનું સ્વરૂપ ધારણ કર્યું નહિ, પણ ભારતનો જીવનસ્રોત થીજી જતો હોય એવું લાગ્યું. મુસ્લિમ રહેણીકરણીની અસર ઉત્તર ભારત પર વધુ થઈ અને પડદાનો બૂરો રિવાજ દાખલ થયો. આ સમયમાં કોઈ પણ પ્રગતિ થઇ હોય તો તે સાહિત્યના વિષયમાં. પ્રાંતિક ભાષાઓનો વિકાસ થયો અને પહેલીવાર ચોક્કસ ઈતિહાસ લખવાની શરૂઆત થઈ.

૧૫ મી સદી સુધી ભારતની આ સ્થિતિ રહી. આટલી બધી વિષમતાઓ અને ઝંઝાવાતો વચ્ચે પણ આશ્ચર્યજનક રીતે પ્રજાનું સામાજિક જીવન સુસ્થિર રહ્યું હતું. જેમાં કોઇ ખાસ વિધિ કે સાધનોની જરૂર નહોતી અને સમજણમાં જે સરળ હતો એવા મુસ્લિમધર્મના પ્રચાર સામે હિંદુધર્મે ટકવાનું હતું. આ માટેના પ્રયત્નો છેક આઠમી સદીથી શરૂ થયા હતા. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય જેવી તેજસ્વી વિભૂતિઓએ જીર્ણ થઈ ગયેલા હિંદુધર્મનો પુનરુદ્ધાર કર્યો અને દેશને સચેતન કર્યો. તેમના પછી રામાનુજ અને વલ્લભાચાર્યે પણ ધર્મની મશાલને જ્વલંત રાખી. પાછળથી બે ધર્મો વચ્ચેની પહોળી થતી જતી ખાઇને પૂરવામાં ને પ્રજાને પ્રેમ અને સમભાવને દોરે એકત્રિત કરી રાખવાનો જેમણે પ્રયાસ કર્યો, એમાં રામાનંદ અને એમના

શિષ્ય કબીર મુખ્ય હતા. હિંદુ-મુસ્લિમ ભેદને મીટાવી ઈશ્વરપરાયણ થવાનો ઉપદેશ કબીરે તેના સરળ, હૃદયગમ્ય, લલિત ભજનો દ્વારા આપ્યો. હિન્દુ-મુસ્લિમ ઐક્યનો તે પ્રથમ ઉદ્‌ગાતા હતો. કબીરના શિષ્ય નાનકે શીખધર્મની સ્થાપના કરી. મહારાષ્ટ્રમાં સંત નામદેવે અને પાછળથી ગુજરાતમાં પ્રેમદીવાની મીરાંએ તથા બંગાળમાં ચૈતન્યે માનવ માનવ વચ્ચેના ભેદભાવને શમાવી પ્રેમધર્મને સ્વીકારવાનો સંદેશ પ્રજાને આપ્યો.

અફઘાન રાજ્યકર્તાઓ પાછળથી નબળા નીવડયા. એમનો વહીવટ તૂટું તૂટું થઈ રહ્યો હતો. એ સમયે ઉત્તર તરફથી તૈમુર લંગ ભારત પર ચડી આવ્યો. ભારતે નિહાળેલા આક્રમણોમાં આ આક્રમણ અત્યંત ખતરનાક નીવડયું. જે જે પ્રદેશ પર તૈમુરે પગ મૂકયો તે પ્રદેશોને તેણે ઉજ્જડ બનાવી દીધો. દિલ્હીની સલ્તનત કરૂણ રીતે ભાંગી ગઈ. તૈમુર થોડો જ વખત રહ્યો પણ એટલો સમય ઉત્તર ભારત માટે મહાન આપત્તિરૂપ પૂરવાર થયો. એના ગયા પછી દુષ્કાળ ને રોગ વ્યાપક પ્રમાણમાં ફાટી નીકળ્યા. આ આક્રમણમાંથી ભારત પુનઃ જીવિત થાય ન થાય ત્યાં તો બાબરે તેની પર હુમલો કર્યો અને એના વિજયથી મોગલ સામ્રાજ્યની શરૂઆત થઈ.

અફઘાનો આવ્યા તે પહેલાં ભારતનો રાજ્યવહીવટ મોટે ભાગે ગ્રામપંચાયતો દ્વારા ચાલતો એ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે. હિંદુ ધર્મમાં સમાજવ્યવસ્થા સમુહ ઘટકો પર રચાયેલી હતી. વ્યક્તિને તેમાં ગૌણસ્થાન હતું. ગ્રામ

પંચાયતો સ્થાનિક વહીવટમાં મહદંશે સ્વતંત્ર હતી અને તેનો ન્યાય નિષ્પક્ષપાતી તથા સર્વમાન્ય રહેતો. મધ્યસ્થ સત્તા તેમાં કોઇ વિક્ષેપ કે દરમ્યાનગીરી કરતી નહિ. દેખીતી રાજાશાહીના વહીવટ નીચે લોકશાસન ચાલતું હતું. પરંતુ વારંવાર થયેલા આક્રમણો, દમન, લશ્કરી બળ પર શાસન અને અસ્થિર રાજ્યતંત્રને કારણે સત્તાનું કેન્દ્રીકરણ થતાં આ ગ્રામસમાજોની કાર્યક્ષમતા ને સ્વતંત્રતા ઓછાં થતાં ગયાં. અફઘાનો કે મોગલોએ પરંપરાથી જે વ્યવસ્થા ચાલી આવતી હતી તેમા દખલ કરવાનું મુનાસિબ નહોતું માન્યું. પરંતુ એની સૌથી વધુ દુર્દશા તો અંગ્રેજોના વહીવટ નીચે બેઠી. અને અંગ્રેજ અમલ જામતાં લોકશાસનના સુંદર નમુનારૂપ આ ગ્રામપંચાયતોની વ્યવસ્થાનો અંત આવી ગયો.

મોગલોના આગમનથી ભારતમાં નવો યુગ શરૂ થયો. મોગલો અફઘાનો કરતાં વધુ આગળ વધેલા હતા. અફઘાનો કે મોગલોની નેમ ભારતને લૂંટીને પોતાનો દેશ સમૃદ્ધ કરવા કરતાં, અહીં જ રહીને પોતાનું સામ્રાજ્ય વધારવાની હતી. આથી ભારત જીતીને તેઓ અહીં જ રહ્યા અને પોતાનો ધર્મ ખોયા વિના ભારતીય સંસ્કૃતિમાં ભળવાનો ઓછોવત્તો પ્રયાસ તેમણે કર્યો. બાબર કાબૂલથી આવ્યો હતો અને ત્યાં ઇરાનની પ્રગતિશીલ સંસ્કૃતિની અસર હતી. આથી ભારત તેને જોઇએ તેટલું સુંદર લાગ્યું નહિ. દિલ્હીના રાજમહેલના ઝરૂખામાં ઊભો તે ઘણીવાર કાબૂલની ધરતી અને ત્યાના ફળઉદ્યાનોને ઝંખતો!

બાબરે ભારતમાં મોગલ સામ્રાજ્યનો પાયો નાખ્યો. તે

હિંમતવાન, કાબેલ રાજકર્તા અને સ્વપ્નશીલ હતો. ભારતની સાથે ભારતી પ્રજાનું હૃદય જીતવાના પણ તેને મનોરથ હતા. એના મનોરથોને સૌથી વધુ મૂર્ત કર્યા એના પૌત્ર અકબરે.

અકબરના અમલ દરમિયાન બે ધર્મોના વિચારો ને જીવન-રીતિ વચ્ચે સમન્વય સર્જવાની નિશાનીઓ સક્રિયરૂપે વ્યક્ત થવા લાગી. સમ્રાટ અશોક પછી પ્રજાકલ્યાણને સિદ્ધ કરવા કોઇએ સૌથી વધુ પ્રયાસ કર્યા હોય તો તે અકબરે. હિંદુ–મુસ્લિમ સંમન્વયના મહાન ધ્યેયની સિદ્ધિ અર્થે તે જીવન સુધી પ્રયત્ન કરતો રહ્યો. એને માત્ર રાજ્ય નહોતું કરવું. બે જાતિઓના જીવનપ્રવાહને સંમિલિત કરવાની અને નવ–એકતાનું નિર્માણ કરવાની તેની મુરાદ હતી. રાજપૂત રાજાઓ સાથે તેણે મિત્રતા કરી ને લગ્નસંબંધ બાંધ્યા. રાણા પ્રતાપ જેવા ટેકીલા રાજા સિવાય, ઘણાખરા પરાક્રમી રાજપૂત રાજાઓ ને સરદારો તેને મળ્યા પણ ખરા. અકબર તેમના પરાક્રમ ને શૌર્યનો પ્રશંસક ને ઉદારહૃદયી હતો.

અકબરનો રાજ્યકાળ અગત્યનો લેખાય. પચાસ વર્ષના દીર્ઘ વહીવટ દરમ્યાન મોગલ સામ્રાજ્ય વધુ વિશાળ ને તાકાતવાન બન્યું. એકચક્રી શાસન હેઠળ પ્રજાએ એકતાની લાગણી અનુભવી. અકબરનો શાહી દરબાર અનેક ધર્મોના મિલનમંદિર જેવો બન્યો. તેના દરબારના બીરબલ, ટોડરમલ, તાનસેન, અબુલ ફઝલ જેવા નરરત્નોએ પણ તેની પ્રતિષ્ઠાને વધુ ઐશ્વર્યયુક્ત કરી.

અકબરના વારસદારો જરા મોજીલા ને નિર્બળ નીવડયા. અકબરે ચણેલી સુદ્દઢતા પર એ થોડો સમય ટકયા પણ

મોગલ સામ્રાજ્ય ધીરે ધીરે વેરવિખેર થતું ગયું. શાહ જહાંના સૌથી મોટા પુત્ર દારા પર વિજય મેળવી ઔરંગઝેબ સિંહાસન પર બેઠો. આ વિજય તેને ન મળ્યો હોત તો ભારતનું ભાવિ કદાચ નિરાળું હોત.

. . ચારિત્ર્યશીલ ને ધર્મનિષ્ઠ ઔરંગઝેબમાં દૂરદર્શિતા નહોતી. અકબરની પ્રેમ અને સમન્વયના જોર પર રાજ્ય કરવાની નીતિને બદલે તેણે લશ્કરી બળ અને દમન પર શાસન ચલાવ્યું. કોઇ પણ સામ્રાજ્યની અવનતિ માટે આ કારણો પૂરતાં છે. તેનો વહીવટ પણ દીર્ઘ સમય ચાલ્યો. પરિણામે તે મૃત્યુ પામ્યો ત્યારે પ્રજાની ભાવનાઓને સંકલિત કરનારી કોઇ વ્યાપક સમર્થ રાજ્યસત્તા ભારતમાં રહી નહિ. મોગલાઈનું ત્વરિત પતન શરૂ થયું. ઔરંગઝેબ પછી શક્તિવિહોણા બાદશાહોના હાથમાં રાજ્યની લગામ આવતાં ઠેર ઠેર બળવા થયા, ગેરવહીવટ વધ્યો, રાજપૂતો તથા દક્ષિણમાં શિવાજીના નેતૃત્વ નીચે ઉદય પામી રહેલા મરાઠાઓ મોગલોના કટ્ટર શત્રુ બન્યા અને ઔરંગઝેબની લાંબી લડાઈઓથી રાજનો ધનસંગ્રહ ખાલી થઈ ગયો. બાદશાહો એશઆરામી હતા ને લશ્કરમાં શિસ્ત કે વ્યવસ્થા નહોતાં. આ બધાં કારણોને લીધે ઔરંગઝેબના મૃત્યુ પછી અર્ધી સદીમાં મોગલ સામ્રાજ્ય તૂટી પડ્યું.

મોગલોના સમયમાં ભારત વધુ સંગઠિત બન્યું; રાજકીય એકતા સ્થપાઈ. વેપાર ને હુન્નરઉદ્યોગ વધ્યા અને સુંદર રસ્તાઓ બંધાયા. મોગલ રાજ્યઅમલ દરમિયાન ભારતની સ્થાપત્ય કલાના નવાં પાસાં ખીલ્યાં. ભારત પહેલેથી સમૃદ્ધિ-

શીલ દેશ હોવાને કારણે તેની કલા અને સ્થાપત્યમાં આચુર્ય ને બહુલતા હતાં. આરબો ને મોગલો આવતાં, તેમની કલામાં સ્હેલું આદાઈભર્યાં રૂપનું પ્રબળ આલેખન ભારતી કલામાં ભળ્યું. પરિણામે બન્ને કલાના સંમિશ્રણમાંથી જગતની સમક્ષ અભિમાનપૂર્વક રજૂ કરી શકાય તેવું સ્થાપત્યનું સૌંદર્ય આપણે સર્જ્યું. તાજમહાલ તો એનો અપ્રતિમ નમૂનો છે. કુતુબમિનાર, અનેક મસ્જિદો અને કેટલાંક શહેરો પણ આ મિશ્રિત કલાના નવરૂપને રજૂ કરે છે. જો કે આ સંમિશ્રણની મોટા ભાગની ક્રિયા–પ્રક્રિયા ઉત્તર ભારતમાં થઈ અને પ્રાચીન આર્ય સંસ્કૃતિ દક્ષિણ તરફ ધકેલાઈ. આથી જ દક્ષિણના કલામંદિરોમા મોગલાઈ કલાની ખાસ અસર જોવામાં આવતી નથી, દ્રાવીડી અને આર્યસંસ્કૃતિની અસર જ ત્યાં પ્રધાનપણે દેખાય છે.

મોગલો જ્યારે નિર્બળ બનતા જતા હતા ત્યારે દક્ષિણમાં એક હિંદુરાજ્યની ભાવનાને સક્રિય રૂપ મળતું જતું હતું. આ ભાવનાના પ્રવર્તક શિવાજીના આધિપત્ય નીચે, મરાઠાઓ સમસ્ત ભારત પર ભગવો ઝંડો ફરકાવવાના પ્રયાસ કરી રહ્યા હતા. શિવાજી સદાચારી, મહાન સેનાપતિ ને શ્રેષ્ઠ વ્યવસ્થાપક હતો. અષ્ટ પ્રધાનમંડળની યોજના અને ભૂમિ તથા નૌકા લશ્કરની વ્યવસ્થા વગેરે દ્વારા તેણે તેના સમકાલીન ઔરંગઝેબ કરતાં પોતાને ઘણી ઊંચી કોટિના રાજ્યકર્તા તરીકે પૂરવાર કર્યો. તેની કારકીર્દિ વીરત્વપૂર્ણ હતી.

મરાઠી સત્તાએ લગભગ દોઢસોએક વરસ સુધી અજવાળું જોયું. શિવાજી પછીના તેના વારસદારોમાં રાજ્ય કર-

વાની કોઈ આવડત કે શક્તિ નહોતાં, પણ પેશ્વાઓએ રાજ્ય ટકાવી રાખ્યું અને થોડો સમય તો એને અત્યંત ઝડપથી વિસ્તૃત બનાવ્યું. વચ્ચેના અમુક કાળ દરમિયાન તો તેમની સત્તા ભારતમાં સર્વોપરિ હતી, પણ તેમનામાં પ્રાંતીયતા વધુ પડતી હતી. વ્યાપારના નામ નીચે સત્તા જમાવવા મથતા અંગ્રેજો સામે લડવાને બદલે તેમણે રાજપૂતો, જાટો અને હિંદુ-મુસ્લિમોને જેર કરવામાં જ ધ્યાન રોકયું. ભોંસલે, હોલ્કર, ગાયકવાડ જેવા સરદારોએ 'એક હિંદુસ્તાન'નું સ્વપ્ન ભૂલી જઈ પોતપોતાના પ્રાંતોમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને પરસ્પર લડાઈ કરી. પૂનાની કેન્દ્ર સત્તાનું જોર ઘટી ગયું. અંગત સ્વાર્થની દૃષ્ટિએ તેમની કર્તવ્યબુદ્ધિને હીન બનાવી દીધી. અને આમ હોશિયાર ને ચતુર અંગ્રેજોને આ સ્થિતિનો લાભ લઈ ભારતમાં પોતાનું વર્ચસ્ સ્થાપિત કરવાની સુંદર તક મળી ગઈ. 'એક ને અખંડ ભારતના આંદોલનનો દીપક પ્રગટયો ને પ્રગટાવનારના વારસોની ભૂલ ને મુર્ખાઈથી જ પાછો હોલવાઈ ગયો.

મરાઠાઓનું સામ્રાજ્યસ્વપ્ન તૂટયું ત્યાં સુધીમાં વિદેશીઓની સત્તા ભારતમાં ઠીક ઠીક જામી ગઈ હતી. તેઓ આવ્યા હતા તો ઘણા સમય પૂર્વે પણ ડચ, વલંદા, ફ્રેંચ અને અંગ્રેજ-આ ચારે પ્રજાઓની પરસ્પર અથડામણમાં છેવટે અંગ્રેજો જ વિજયી બનીને રહ્યા. ભોળી ને આત્મસંતુષ્ટ ભારતી પ્રજાએ અંગ્રેજોના વ્યાપાર પાછળની રાજકીય ચાલ ઓળખી નહિ. મોગલ બાદશાહોના ઔદાર્યનો અંગ્રેજોએ પૂર્ણ લાભ લીધો. તેઓ વિનયી ને આજ્ઞાંકિત હતા ને

બાદશાહને પોતાના સમ્રાટ તરીકે ગણાવતા, પરંતુ તેમના રક્તમાં જ દંભ અને વિશ્વાસઘાત ભળેલા હતા. સુવિખ્યાત અંગ્રેજ પાર્લામેન્ટેરીઅન એડમંડ બર્કે કહ્યું હતું: 'એવી કોઈ પણ સંધિ નથી જે અંગ્રેજોએ કોઈ ભારતીય રાજા સાથે કરી હોય ને પાછળથી તેનો ભંગ ન કર્યો હોય !' અંગ્રેજોના અમલને આથી વિશેષ કયા શબ્દો મૂલવી શકે ?

ઔરંગઝેબના મૃત્યુ પછી જુદા જુદા પ્રાંતના સુબેદારો લગભગ સ્વતંત્ર જેવા જ હતા. બંગાળનો નવાબ અલીવર્દીખાન એમાંનો એક હતો. અંગ્રેજોને તે ઓળખી ગયો હતો. એટલે તેમને કિલ્લેબંધી કરવાની તેણે પરવાનગી આપી નહિ. પણ તે જલ્દી મૃત્યુ પામ્યો અને અનેક કૂટનીતિ તથા છળકપટ કરીને કલાઈવે પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજોનો વિજય નિશ્ચિત કરી આપ્યો. આ ઘટનાએ ભારતના બસો વર્ષના ભાવિનો ફેંસલો કરી નાખ્યો. સત્તા ને દ્રવ્યની લાલચ આપી અંગ્રેજોએ દેશવાસીઓને જ દ્રોહી બનાવી તેમનો હથિયાર તરીકે ઉપયોગ કર્યો અને જોતજોતામાં તેમની વિષમય જાળ સમગ્ર દેશમાં ફેલાઈ ગઇ. એ અઢારમા સૈકાનો મધ્યકાળ હતો.

કંપનીના અમલમાં ભારતનો વૈભવભંડાર પરદેશમાં ઠલવાવા લાગ્યો. બંગાળમાં ભયંકર દુષ્કાળ પડયો અને પછી તરત જ રોગચાળો ફાટી નીકળ્યો. લોકો બેહાલ થઈ ગયા પણ કંપનીનો દોર ઢીલો થયો નહિ.

પૂર્વમાં સત્તા જમાવ્યા પછી અંગ્રેજો સામે બે મુખ્ય

પ્રતિસ્પર્ધીઓ હતા—મરાઠાઓ ને હૈદરઅલી; પણ મરાઠાઓ માંહોમાંહિના દ્વેષ, કલહ ને કુસંપને લીધે ને મ્હૈસુરનું રાજ્ય મર્યાદિત શક્તિને લીધે અંગ્રેજોને હંમેશ માટે હરાવવા નાકામીયાબ નીવડયાં. હૈદરઅલી અસાધારણ વીરપુરુષ હતો અને તેણે અંગ્રેજોની પાછળ આવતી ગુલામીના અંધકારનો પડછાયો નીહાળ્યો હતો, પણ તે તેને નિવારી શકયો નહિ. તેના પુત્ર ટીપુએ પણ અંગ્રેજો સામેની લડત લાંબા સમય સુધી ચાલુ રાખી હતી. છેવટે તે પણ મૃત્યુ પામ્યો. મરાઠા ને મ્હૈસૂરને હરાવ્યા પછી શીખ, ગુરખા જેવા કેટલાક વિરોધી તત્વો હોવા છતાં ઈસ્ટ ઇન્ડીઆ કંપની માટે સારાયે ભારતમાં હકૂમત સ્થાપવાનો માર્ગ ખુલ્લો થઈ ગયો. ભારતની પ્રજા આ વેગભર પલટાઓ અને આવાતોને સમજી શકી નહોતી. માનસિક રીતે તે વ્યગ્ર ને સ્થગિત થઈ ગઈ. આને અંતે કેવું ભારત જન્મ પામશે તેનો ખ્યાલ ફૂટાછવાયા સમજદાર લોકો સિવાય કોઈને આવ્યો નહિ.

કલાઈવ પછીના વોરન હેસ્ટિંગ્સે દ્વિ-મુખી પદ્ધતિનો અમલ કરી ભારતનાં ધનધરતી લૂંટયા. ઈંગ્લેન્ડમાં બોર્ડ ઓફ કન્ટ્રોલની નિમણૂક થઇ ને કંપનીની સત્તા નિયંત્રિત બની તથા વહીવટ વધુ વ્યવસ્થિત બન્યો.

પછીના સમય દરમ્યાન ન્યાયતંત્રમાં સુધારા થયા અદાલતો સ્થપાઈ, મહેસૂલની નવી પ્રદ્ધતિ આવી, માર્કવિસ વેલેસ્લીએ લગભગ બધા જ વિરોધીઓને હરાવી, અંગ્રેજ સત્તાને નિર્ભય આસને પ્રતિષ્ઠિત કરી દીધી. તેણે સામ્રાજ્યની વૃદ્ધિ કરી ને તેને સુદૃઢ બનાવ્યું. તેની કાર્યસિદ્ધિનું

એક કારણ 'સહાયકારી યોજના' હતી. એને પરિણામે ભારતી રાજકર્તાઓ વિશેષ નિર્બળ બન્યા.

ગર્વનર જનરલ બેન્ટિકે ઠગનો નાશ તથા સતીની ભૂરી પ્રથાને ગેરકાનૂની ઠરાવવા જેવા કેટલાંક કલ્યાણ કાર્યો કર્યા. દેશી રાજાઓ સાથેના પત્રવ્યવહારમાં ફારસીને બદલે, અંગ્રેજી ભાષાનો ઉપયોગ ચાલુ કર્યો. વિદેશી ભાષાનું આધિપત્ય વધ્યું. પરિણામ એ આવ્યું કે હિંદીઓ એ ભાષા દ્વારા પાશ્ચાત્ય વિચારો ગ્રહણ કરતા ગયા અને એ લોકો પ્રત્યેના તિરસ્કારની માત્રા ઘટી. પરાયાપણાની લાગણી ઓછી થઇ અને પરાધીનતાને ટેવાઈ જતું માનસ ઘડાવા લાગ્યુ. થોડા સમય પછી મેકોલેએ જે શિક્ષણયોજના ઘડી ને અંગ્રેજીને બહુમૂલ્ય બનાવતી એ યોજના ભારતમાં વ્યાપક થઇ, એણે તો ભારતીઓને તદ્દન તેજહીણાં, ગુલામી માનસવાળા અને વિચારોમા પરતંત્ર બનાવી મૂકયા. અંગ્રેજોના લાંબા રાજઅમલ દરમ્યાન ભારતી રહેણીકરણી અને વ્યવહાર ઉપર પાશ્ચાત્ય સંસ્કારોની અસર વધુ થઈ અને પ્રજાએ ઘણે અંશે પોતાનાં ખમીર ને શક્તિ ગુમાવ્યા. આમ છતાં પ્રજા માટે, પશ્ચિમના અનુકરણ પછી પણ, ત્યાંની સંસ્કૃતિ કરતાં ભારતી સંસ્કૃતિ એના ગૌરવ ને પ્રાચીનતામાં વધુ મહિમામય જ રહી.

વેલેસ્લીના અમલ પછી અંગ્રેજો પંજાબના પરાક્રમી શીખ સરદાર રણજિતસિંહ, નેપાળ ગુરખાઓ, બ્રહ્મદેશ મ્હૈસુર ને સિંધના અમીરો સાથે અથડામણમાં આવ્યા. પણ બધાને અંતે અંગ્રેજોની સત્તા વધુ વ્યાપક અને દૃઢ બની.

મક્રમ અને નીડર ડેલહાઉસી ભારતના ગવર્નર જનરલ તરીકે આવ્યો ત્યારે શીખો સાથેના સંઘર્ષનો છેલ્લો તબક્કો હતો. ડેલહાઉસીએ તેમને હરાવીને પંજાબ લઇ લીધું. પણ તેનું સહુથી મુખ્ય કાર્ય તો તેણે 'ખાલસા પદ્ધતિ' દાખલ કરી એ હતું. દેશી રાજ્યોના આંતરિક ઝગડાનો લાભ લઇ એકને બીજાની વિરુદ્ધ રક્ષણ આપી રાજાઓને તેણે કંપનીના આશ્રિત બનાવી દીધા. તેણે કંપનીની પ્રતિષ્ઠા વધારી ને તાર, ટપાલ, રેલવે દાખલ કરી પ્રજાના અસંતુષ્ટ થઈ રહેલા મનને બીજે વાળવાના પ્રયાસ કર્યા. પણ ડેલહાઉસીની આ સખ્ત નીતિમાં જ ૧૮૫૭ના વિદ્રોહબીજ રોપાયેલાં હતાં.

પ્રજામાં અંસતોષ ધીરે ધીરે વ્યાપી રહ્યો હતો. સર્વ પ્રકારનો અસંતોષ-રાજકીય-સામાજિક-આર્થિક—ધાર્મિક તથા લશ્કરી. હિન્દુ મુસ્લિમ બંને એક બની અંગ્રેજોને હાંકી કાઢવા તત્પર થઈ રહ્યા. કંપની સરકારની ધૂર્તતા ને અત્યાચારો અસહ્ય થઇ પડયા હતા. ખેડૂતો દેવાદાર બન્યા હતા. મોગલ સમ્રાટની તદ્દન ઉપેક્ષા કરવામાં આવતી હતી. ખ્રિસ્તી ધર્મના પ્રચાર અને એવા પ્રચારકોને મળતી સગવડ સામે પ્રજા કચવાઈ રહી હતી. આ અસંતોષને ક્રિયાશીલ બનાવ્યો નાનાસાહેબ, તેમના સાથી અજીમુલ્લાખાન અને અન્ય વીરોએ. વિપ્લવની તેમણે યોજના ઘડી. ફકીરો ને સાધુઓ કમળ ને રોટીનો સંકેત લઇ ગામેગામ ફરીને લોકોને જાગ્રત કરી રહ્યા.

અને વિપ્લવની જ્વાળાઓ સળગી ઊઠી. એમાં પોતાના ધર્મ, સંસ્કૃતિ ને રાષ્ટ્રીયતાનું રક્ષણ કરવાનો સમગ્ર ભાર

તનો પ્રયાસ હતો.-વિપ્લવની શરૂઆતમાં ભારતને વિજય મળ્યો. જનતા ને જમીનદારોનો તેને સાથ મળ્યો. તાત્યા-સાહેબ અને ઝાંસીની રાણી વીરાંગના લક્ષ્મીબાઈ પણ એ વિપ્લવમાં જોડાયાં હતાં.

પણ વિપ્લવ છેવટે નિષ્ફળ ગયો. અંગ્રેજોને શીખો ને ગુરખાઓની મદદ મળી, ક્રાંતિકારોમાં પૂરી વ્યવસ્થા રહી નહિ, દેશી રાજાઓએ આ ક્રાંતિમાં સાથ ન આપ્યો ને દક્ષિણ બાજુએ વિપ્લવની જ્વાળાઓનો સ્પર્શ ખાસ થયો નહિ. આ બધાં કારણોને લીધે વિપ્લવવાદીઓ શૂરવીર અને હિંમતવાન હોવા છતાં હાર્યા અને એક મહાન પ્રયત્નનો અંત આવ્યો.

વિપ્લવને પરિણામે ઇંગ્લેન્ડ ભારત પ્રત્યે વધુ જાગૃત ને સંશયશીલ બન્યું. કંપનીના હાથમાંથી સત્તા લઈ ઇંગ્લેન્ડના રાજ્યકર્તાના હાથમાં મૂકવામાં આવી. હિંદીઓને અગત્યના સ્થાન પરથી ચ્યૂત કરવામાં આવ્યા અને બ્રિટિશ હિંદના ગવર્નર જનરલને તાજનો પ્રતિનિધિ ગણીને તેને વાઇસરોય નામ આપવામાં આવ્યું.

કંપનીના અમલ દરમ્યાન ભારત આર્થિક દષ્ટિએ વધુ ને વધુ દુર્દશાને પામતું ગયું. ઇંગ્લેંડના માલથી ભારતનાં બજારોને ભરી દેવામાં આવ્યાં. ભારતનો વિકસિત કાપડ ઉદ્યોગ, એની શ્રેષ્ઠ કલાકારીગીરી નાશ પામ્યાં. રેશમના કારીગરો ને વણકરો પર અવર્ણ્ય જુલ્મો થયા, અંગૂઠા કપાયા. લોખંડ, કાગળ, ખાંડ ઉદ્યોગોનો નાશ થયો; ને સૌથી વધુ

તો, માલ લઈ જવા લાવવા માટે કંપનીનાં વહાણોને જ પરવાનગી આપીને ભારતના વહાણ–ઉદ્યોગનો પણ નાશ કરવામાં આવ્યો. ગ્રામપંચાયતોની આદર્શ વ્યવસ્થા તૂટી ગઈ. કૉલેજો ને શાળાઓ ખૂલવા છતાં કેળવણી પ્રત્યે એટલું ઓછું ધ્યાન આપવામાં આવ્યું, કે વસ્તીનો ૯૫ ટકા ભાગ નિરક્ષર જ રહ્યો.

'૫૭ પછીના વહીવટમાં પ્રમાણમાં વધુ શાંતિ ને વ્યવસ્થા સ્થપાયાં. પ્રાંતોમાં પ્રાંતિક ધારાસભાઓ રચાઈ. વર્તમાનપત્રોને અમુક સ્વાતંત્ર્ય મળ્યું. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઊભી થઈ. જિલ્લાઓમાં સ્થાનિક બોર્ડની રચના કરવામાં આવી ને સ્થાનિક પ્રજાના પ્રતિનિધિઓને એનો વહીવટ સોંપવામાં આવ્યો પરવાના વગર શસ્ત્ર રાખવાનો મનાઈ હુકમ કરવામાં આવ્યો, એથી ભારત નિઃશસ્ત્ર બની ગયું.

કેળવણીનો પ્રચાર થતાં અમુક શિક્ષિત વર્ગ રાજકીય રીતે જાગૃત બન્યો અને ગુલામી સામે ધુંધવાઈ રહ્યો. સ્વાતંત્ર્યની ભાવનાને સ્થાનિક સ્વરાજ્યના ખ્યાલોથી ઉત્તેજન મળ્યું હતું. ન્યાયભેદ કાઢી નાખવાની કોશિષ પણ થઈ રહી હતી. ખાસ કરીને વાઈસરૉય તરીકે આવેલા ભલા આદમી લૉર્ડ રિપને ભારતીઓને વધુ પ્રોત્સાહિત કર્યા. આ વાતાવરણમાં સ્વાતંત્ર્યની તમન્નાથી ભરેલા ફિરોઝશાહ મહેતા, દાદાભાઈ નવરોજી, સુરેન્દ્રનાથ બેનરજી ને મી. હ્યુમ નામના એક અંગ્રેજની સક્રિય સહાયથી અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ. પ્રથમવાર વિદેશી સરકાર સામેના વિરો-

ધને વ્યક્ત કરવા માટે એક વ્યવસ્થિત બંધારણીય સંસ્થા રચાઇ.

૧૯મી સદીમાં રાજા રામમોહનરાય, દયાનંદ સરસ્વતી, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર. સ્વામી વિવેકાનંદ, દાદાભાઇ નવરોજી, રાનડે, ગોપાળકૃષ્ણ ગોખલે જેવા પંડિતો, સમાજસુધારકો ને રાષ્ટ્રપ્રેમીઓ થયા. આ સામર્થ્યવાન ને શક્તિશાળી વિભૂતિઓએ રાષ્ટ્રને માનસિક રીતે સ્વાતંત્ર્યવિગ્રહ માટે તૈયાર કર્યો. સમાજસુધારા, ધર્મ ને રાજકારણમાં એક યા બીજી રીતે જ્વલંત કાર્યસિદ્ધિ મેળવનાર અને વિદેશોમાં ભારતનું નામ ઉજ્જવલ કરનાર આ પ્રાણવાન વ્યક્તિઓએ, હવે પછી ભારતમાં જે વ્યાપક જનઆંદોલનો થવાનાં હતાં, ધર્મ ને કર્મની ભૂમિને એકત્ર કરીને, ત્યાગ, બલિદાન ને શહાદતની જે અપૂર્વગાથા રચાવાની હતી એની પૂર્વ પીઠિકા તૈયાર કરી.

૨૦મી સદીની શરૂઆતમાં આવેલા વિદ્વાન પણ આપખુદ ને દુરાગ્રહી વાઇસરોય કર્ઝને બંગાળના ભાગલા પાડી જનમનને ઉશ્કેરી મૂક્યો. ગષ્ટ્રીય ચળવળની શરૂઆત થઈ. ત્રાસનીતિને વરેલા ને અદમ્ય શૌર્યવેગથી ઉભરાતા ક્રાંતિકારીઓના ગુપ્ત જૂથો ઠેર ઠેર ઊભાં થયાં. સમગ્ર રાષ્ટ્રમાં નવું ચેતન સંચરિત થઈ રહ્યું. પ્રજાનું રક્ત ગરમ બની રહ્યું હતું. આ અસંતોષને પારખી જઇને સરકારે મોર્લે–મિન્ટો સુધારા દ્વારા પ્રાંતિક ધારાસભામાં વધુ હિંદીઓને દાખલ કરી કાંઇક સમાધાન કરવાનો પ્રયાસ કર્યો.

એવામાં, ૧૯૧૪માં પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું.

ભારતે તેમાં સહાય કરી અને એ સમયે ૧૯૧૫માં, દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહના અભિનવ પ્રયોગ દ્વારા અનોખી સફળતા અને યશસ્વી નામ લઈને ગાંધીજી પ્રથમવાર ભારતના રાજકારણની રંગભૂમિ પર પ્રવેશ્યા. તેમને માટે કાર્યનું ક્ષેત્ર જાણે તૈયાર થઈને રાહ જ જોઈ રહ્યુ હતું. લોકમાન્ય તિલક ને એની બિસેંટ ત્યારે હોમ-રૂલનું આંદોલન ચલાવી રહ્યાં હતાં. પણ ગાંધીજી આવતાં રાષ્ટ્રનો રંગ પલટાયો. જડતાનાં થર જાણે પ્રકાશના તીવ્ર કિરણોથી આરપાર વીંધાઈ ગયા. દેશ જાગ્યો તો હતો પણ હવે તો એ સંગ્રામ માટે કટિબદ્ધ થઈ ઊઠયો.



# ૨. મુક્તિસંગ્રામ

૧૮૫૭ના બળવાથી માંડીને ગાંધીજીના આગમન સુધી આપણા સ્વાતંત્ર્યયુદ્ધના રંગઢંગ પલટાયા છે ને તેમાં ભરતીઓટ પણ આવ્યાં છે; પરંતુ કોઇ એવો લાંબો સમય નથી ગયો જ્યારે આપણે નતમસ્તકે ગુલામી સ્વીકારી લીધી હોય. ક્રાંતિકારીઓ, સુધારકો, વિનીતો એ સહુએ સ્વાતંત્ર્યની ઝંખના હમેશાં પ્રગટ કરી છે. ગાંધીજી જ્યારે આવ્યા ત્યારે વિદ્રોહની ભાવના લઈને નહોતા આવ્યા. અંગ્રેજ પ્રજામા એમને વિશ્વાસ હતો. તેઓ ધારતા હતા કે બ્રિટિશ શાસનકર્તાઓનું હૃદય સમજાવટથી પલટાવી શકાશે. પોતે અહિંસાના વ્રતધારી હોવા છતાં પહેલા વિશ્વયુદ્ધમાં સરકારને મદદરૂપ બન્યા. નાનામોટા અન્યાયો સામે મસ્તક ઊંચકતા છતાં તેમણે બળવો પોકાર્યો નહોતો. પરંતુ યુદ્ધને અંતે અંગ્રેજ સત્તાએ બધાં વચનોને ગળી જઇ રોલેટ એકટ નામે ઓળખાતા કાળા કાયદાની ભેટ ધરી ત્યારે ગાધીજીનો આત્મા કકળી ઊઠયો. એમની વિનંતિ કોઇએ સાંભળી નહિ. ભારતનું આજ સુધીનું રાજકારણ એવું હતું કે વિનંતિ પછી વિરોધ કરવો ને તે પછી

ચૂપ બેસી રહેવું ! ગાંધીજીએ તેમાં પલટો આણ્યો. ૧૯૧૯ના એપ્રિલની છઠ્ઠી તારીખે એમણે રાષ્ટ્રીય સપ્તાહની ઘોષણા કરી અને જાતે જ કાયદાભંગનો માર્ગ સ્વીકાર્યો. આ પહેલાં ભારતવર્ષને સત્યાગ્રહના સાધનનો થોડોક પરિચય થઈ ગયો હતો. ચંપારણ અને ખેડાના અનુભવો તાજા હતા. ચંપારણમાંથી ગાંધીજીને રાજેન્દ્રબાબુ, આચાર્ય કૃપલાણી વગેરે સેવકો મળ્યા હતા; અને ખેડામાંથી સરદાર વલ્લભભાઈ. ગાંધીજીથી પ્રભાવિત થયેલાઓમાં એ કાળે લાલા લાજપતરાય, દેશબંધુ દાસ, મોતીલાલજી, ડૉ. અન્સારી, ભારતભૂષણ માલવિયજી, હકીમ અજમલખાન, સરોજિની નાયડુ, રાજાજી, મૌલાના આઝાદ વગેરે હતા. છઠ્ઠી એપ્રિલે આ વિશાળ દેશના એકથી બીજા ખૂણા સુધી ગાંધીજીની હાક ફરી વળી. સર્વત્ર હડતાલ, પ્રાર્થના, ઉપવાસ ઇત્યાદિથી લોકમાનસ વિદેશી રાજસત્તા સામે જાગૃત થઈ ગયું. આની પરાકાષ્ટા આવી ૧૩ મી એપ્રિલે. અમૃતસરમાં જલિયાંવાલા બાગમાં નિઃશસ્ત્ર નાગરિકોની સભા પર ગોળીઓ છૂટી. સેંકડો મર્યા, હજારો ઘવાયા. કુમળા વિદ્યાર્થીઓ પર અત્યાચારો ગુજર્યા અને આખો દેશ સળગી ઊઠ્યો. ગાંધીજીએ નવ જાગૃતિનું સુકાન સંભાળી લીધું. કોંગ્રેસને તેનું સાધન બનાવ્યું. કોંગ્રેસનું બંધારણ બદલાવી નાખ્યું. તેને થોડાક શિક્ષિતોની સંસ્થામાંથી પલટાવીને સર્વસાધારણ જનસંસ્થા બનાવી દીધી. એક બાજુ સરકાર સામે મોરચો ગોઠવ્યો અને બીજી બાજુ સમગ્ર રાષ્ટ્રમાં આત્મશુદ્ધિનું કાર્ય વિશાળ પાયા પર શરૂ કર્યું. અસ્પૃશ્યતા,

પરદેશી કાપડનો બહિષ્કાર, રેંટિયો, શાળા કૉલેજો અને અદાલતોનો ત્યાગ; આ બધું ભારતની પ્રજા માટે જો કે નવું હતું છતાં ગાંધીજી પ્રત્યે તેણે કાંઇક અજબ આત્મીયતા અનુભવી અને આ કાર્યક્રમોને નિષ્ઠાથી સ્વીકાર્યાં. ગાંધીજી તેમની વચ્ચેથી જ પ્રગટ થયા હતા, આથી જ સચ્ચાઇ ને કરુણતાથી નિર્ઝરતી તેમની વાણીએ ભારતને જાદુઈ અસર કરી અને કરોડો લોકોનાં જીવનમૂલ્યો ને વિચારસરણી પલટાઇ ગયાં. એ કાળે આ ભાવના ને આ વિચારનો જેઓ વિરોધ કરતા હતા તેઓ દબાઇ ગયા. કોમવાદનું વિષવૃક્ષ ઘણાં વરસો પહેલાં રોપાયું હતું ને તેમાંથી અંકુરો પણ ફૂટ્યા હતા, પરંતુ આ ઝંઝાવાત સામે કોઈ ઊભુ રહી શક્યું નહિ. ખિલાફતને નિમિત્તે મુસ્લિમો પણ વિદેશી સત્તા સામેના જંગમાં જોડાયા. હિંદુ મુસ્લિમ એકતાનો એ સુવર્ણકાળ હતો, પરંતુ આ પ્રગતિ લાંબો સમય ચાલી નહિ. બારડોલીના સત્યાગ્રહની ઘોષણા, ચૌરાચૌરીના હત્યાકાંડ પછી પાછી ખેંચી લેવી પડી. ગાંધીજી પકડાયા, બીજા અનેક નેતાઓ ગિરફતાર થયા અને જાગૃતિનો જુવાળ ઓસરી ગયો.

લડાઈ તો તે પછી કયારેય અટકી નથી, પરંતુ તેમાં ભરતીઓટ આવતાં જ રહ્યાં છે. સીધા સામના વખતે પ્રજાએ અને લોકનેતાઓએ ગાંધીજીને સાથ આપ્યો છે અને લડાઇ મંદ પડતા બંધારણીય આંદોલન તરફ બધા વળ્યા છે. ૧૯૨૧ થી ૧૯૪૭ સુધીનો આ ઈતિહાસ છે. ૧૯૨૧ પછી નાનામોટા સત્યાગ્રહો થયા, ૧૯૨૮ માં બારડોલીનો

ઐતિહાસિક સંગ્રામ સરદારના નેતૃત્વ નીચે ખેલાયો. લગભગ આ વર્ષોમાં જ યુવકોના લાડીલા જવાહરલાલ અને સુભાષ રાજકારણના મંચ પર આવ્યા. એમની સેવાઓ ઘણાં વર્ષોની હતી. પરંતુ તેઓ હવે લડાઈનું નેતૃત્વ લેવા અને વિદેશી સત્તાને ખતમ કરવા તત્પર થઈ ગયા હતા. બારડોલી સત્યાગ્રહ પછી સાંસ્થાનિક સ્વરાજ્યના કોંગ્રેસના આદર્શ સામે પોકાર ઊઠયો. કલકત્તાની કોંગ્રેસમાં ગાંધીજીએ વચન આપ્યું, કે તેઓ એક વર્ષમાં સાંસ્થાનિક સ્વરાજ્ય સિદ્ધ નહિ કરી શકે તો પૂર્ણ સ્વરાજ્યનો ધ્વજ લહેરાવશે. ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખે મધરાતે, રાવીના તટ પર જવાહરલાલજીએ રાષ્ટ્રધ્વજ ફરકાવતાં પૂર્ણ સ્વરાજ્યની બુલંદ ઘોષણા કરી ને 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'નો નાદ ગાજી ઊઠયો. એ વખતે એમણે કહ્યું હતું કે 'યહ આવાઝ યહાંસે નીકલી હુઇ સારે હિંદુસ્તાનમેં ફૈલ જાયેગી.'

અને ખરેખર એમ જ બન્યું. હિંદુસ્તાને કદી નહિ જોયેલી, નહિ અનુભવેલી ખુમારીનાં તે પછી દર્શન થયાં સુકાની તો આ વખતે પણ ગાંધીજી જ હતા. લાહોરમાં જવાહરલાલને પ્રમુખપદ આપનાર અને આગળ ધપાવનાર પણ તેઓ જ હતા. સત્યાગ્રહનું સેનાપતિપદ સ્વીકારવાનું તેમણે કબૂલ રાખ્યું હતું. પ્રજાજાગૃતિનું માપ કાઢવા અને રાષ્ટ્રીય સંકલ્પ જાહેર કરવા ૨૬ મી જાન્યુઆરીએ સ્વાતંત્ર્યદિન ઉજવવામાં આવ્યો. માર્ચની ૧૨ મી તારીખે ભગવાન બુદ્ધના મહાભિનિષ્ક્રમણની યાદ આપે એવી દાંડીયાત્રા શરૂ થઈ. ૬ઠ્ઠી એપ્રિલે આખા દેશમાં કાનૂનભંગ થયો. હજારો પકડાયા, ઘવાયા, મરાયા.

લાખોકરોડોની માલ-મિલકતો જપ્ત થઈ. અંતે બ્રિટિશ સત્તાએ નમતું મૂક્યું અને તેમાંથી ગાંધી-ઇર્વિન કરારનો જન્મ થયો. તે પછી ગોળમેજી પરિષદ, અંગ્રેજોને સહજ એવું છળકપટ, કોમી ચૂકાદો અને રાષ્ટ્રીય જાગૃતિને કચડી નાખનારું દમન આવી ગયાં. ૧૯૩૨ ની લડાઈ આપણે ઇચ્છતા નહોતા, પરંતુ આપણે શિરે આવી પડી.

૧૯૦૬ માં હિંદુઓ અને મુસ્લિમોને જુદા પાડવાની પ્રવૃત્તિ શરૂ થઈ હતી. અલીગઢ વિદ્યાપીઠના એક અંગ્રેજ પ્રોફેસર મી. બેકની પ્રેરણા નીચે તે વખતના મુસ્લિમ આગેવાન સર સૈયદ અહમદખાને તેનું બીજ રોપ્યું. તે પછી આગાખાનની સરદારી નીચે એક પ્રતિનિધિમંડળે મુસ્લિમોના મતાધિકારની માગણી કરી અને મોર્લે-મિન્ટો સુધારામાં તેનો સ્વીકાર થયો. આમાંથી પ્રેરણા મેળવીને મુસ્લિમોની ભિન્ન સંસ્થા તરીકે મુસ્લિમ લીગની રચના કરવામા આવી. એ વખતે તેનું ધ્યેય બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી કેળવવાનુ અને મુસ્લિમોના હક્કોનું રક્ષણ કરવાનુ હતું. મુસ્લિમલીગ બહુમતી મેળવી શકી નહિ. રાષ્ટ્રવાદી મુસ્લિમોએ તેનો વિરોધ કર્યો. બંગાળના ભાગલા રદ થતાં બ્રિટિશ સત્તા પ્રત્યેનો લીગનો વિશ્વાસ કાંઈક ડગી ગયો. લીગમાં રાષ્ટ્રીય ભાવનાનો સંચાર થયો. ૧૯૧૩ માં લીગનું ધ્યેય પણ બદલાયું અને 'બ્રિટિશ છત્ર નીચે હિંદને અનુકૂળ એવું પ્રજાશાસન' એ ધ્યેય સ્વીકારાયું. આ વખતે ડૉ. અન્સારી, મૌલાના આઝાદ,[૮] હકીમ અજમલખાન વગેરે લીગની બેઠકમાં હાજર રહ્યા હતા. ૧૯૧૫ માં લીગ અને

કોંગ્રેસના અધિવેશનો એક જ શહેરમાં ભરાયાં. જનાબ ઝીણા ત્યારે મોખરે આવ્યા હતા. તેઓ રાષ્ટ્રીય રંગથી રંગાયેલા હતા. એ વખતે કોંગ્રેસ–લીગની એકતા સધાઇ અને 'સામ્રાજ્યની અંદર સમાન ભાગીદાર તરીકે પ્રજાશાસન' એવા ધ્યેયનો સ્વીકાર થયો. તે વખતે ઝીણાસાહેબે પડકાર કરીને કહ્યું હતું, કે બહુમતીથી ચાલતું પ્રજાતંત્ર હિંદને સંપૂર્ણ રીતે અનુકૂળ છે તથા હિંદુઓ ને મુસ્લિમો તેથી પરિચિત છે, આ સિદ્ધિની સામે મોટામાં મોટી નિષ્ફળતા કોમી મતાધિકારના સ્વીકારની હતી. કોંગ્રેસે પહેલીવાર તેનો સ્વીકાર કરી અજાણતાં પાકિસ્તાનના બીજનું રોપણ કર્યું એમ કહી શકાય. એ પછી તો પરિસ્થિતિ પલટાતી જ ગઇ. અસહકાર યુગમાં હિંદુ–મુસ્લિમ એકતા સ્થપાઇ, પરંતુ વિનીતો અને બંધારણવાદીઓ રાજકારણમાંથી ખસી ગયા. જનાબ ઝીણા પણ વિરોધ પોકારીને પરદેશ ચાલ્યા ગયા.

રાષ્ટ્રીય જાગૃતિ મંદ પડી અને કોમવાદ ફરી બેઠો થયો. સાયમન કમિશન, નવા સુધારાઓ અને જનાબ ઝીણાની મુત્સદ્દીગીરીએ, મુસ્લિમ લીગને નવચેતના આપી. ધીમેધીમે લીગની માગણીઓ વધતી જ ગઇ. કોંગ્રેસ પણ આરંભમાં એ માગણીઓનો ઇન્કાર કરતી ને પાછળથી તેનો સ્વીકાર કરતી, તેથી લીગનું બળ વધતું ગયું. બ્રિટિશ સત્તા લીગને થાબડતી હતી. તેના વિના એક ડગલું પણ આગળ વધવા તૈયાર નહોતી. એટલે લીગને એક બાજુ કોંગ્રેસ અને બીજી બાજુ સરકાર સાથે સોદો કરવાની ને પોતાની કિંમત વધારવાની અનુકૂળતા મળી ગઈ હતી. મુસ્લિમોના અલગ રાજ્ય-

ની વાત હજુ આવી નહોતી. જો કે ૨૦મી સદીના આરંભમાં એવો વિચાર વહેતો મૂકાયો હતો, પરંતુ તે ઝીલાયો નહોતો. પહેલીવાર વ્યવસ્થિત રીતે ૧૯૩૮માં સિંધની લીગ પરિષદમાં એવો એક ઠરાવ આવ્યો હતો, પરંતુ તેને વધુ વ્યવસ્થિત રૂપ તો મળ્યું '૪૦ના માર્ચમા. એ વખતે પાકિસ્તાન અંગે ઠરાવ થયો ને તે પછી એ મુદ્દા ઉપર જ જોર આપવાનું મુસ્લિમ લીગે શરૂ કર્યું. આ સમય દરમ્યાન જે ચૂંટણીઓ થઈ તેમાં, શરૂઆતમાં લીગનો ભાવ પૂછાયો નહોતો પરંતુ પાછળથી મુસ્લિમ બેઠકોની બહુમતિ લીગને મળતી હતી. મુસ્લિમ લીગની અવગણના કરવાનું હવે શકય જ નહોતું.

જે કોમી ચુકાદાનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે હરિજનોને સ્પર્શતો હતો. મુસ્લિમોને અલગ મતાધિકાર આપતાં તેમાંથી વિશાળ વિષવૃક્ષ પેદા થયું અને આપણો રાષ્ટ્રદેહ નિર્બળ બન્યો; તેવું જ આ ચુકાદાથી બનવાનું હતું. સવર્ણ હિંદુઓ અને હરિજનો જો જુદા પડે તો તેનું પરિણામ અનેક દષ્ટિએ ભયંકર જ આવે. આ ચુકાદો જાહેર થયો ત્યારે ગાંધીજી જેલમાં હતા. ૧૯૧૬ માં મુસ્લિમો માટે અલગ મતાધિકાર આવ્યો ત્યારે ગાંધીજી ભારતના રાજકારણમાં નવા હતા અને કોંગ્રેસની બેઠકમાં પ્રેક્ષક તરીકે જ હાજર રહ્યા હતા. આ વખતે ગાંધીજી રાષ્ટ્રીય લડતના સુકાની હતા. ગોળમેજી પરિષદમાં આ સવાલ આવેલો ત્યારે તેમણે કહેલું, કે જો હિંદુઓ અને હરિજનોને જુદા પાડવામાં આવશે તો પોતે પ્રાણને ભોગે પણ તેમનો સામનો કરશે. આ વચન એમણે પાળી બતા-

ર્યું. યરવડા જેલમાં ઉપવાસ શરૂ થતાં જ આખો દેશ ક્ષુબ્ધ બની ઊઠયો. સૌના પ્રયત્ને એ ચુકાદામાં સુધારો થયો અને 'પુના કરાર'ને નામે એક નવી યોજના અમલમાં આવી. એ પછી ગાંધીજીનું ધ્યાન હરિજન પ્રશ્ન ઉપર કેન્દ્રિત થયું. આત્મશુદ્ધિ માટેના એમના ઉપવાસ શરૂ થતા સરકારે એમને જેલમુક્ત કર્યા અને એમણે દેશનો પ્રવાસ કર્યો સત્યાગ્રહ સંકેલાયો. ફરીને નિરાશાનું મોજું સર્વત્ર ફરી વળ્યું. ફરીને ધારાસભાનો માર્ગ મોકળો થયો. નવી ચૂંટણીમાં કોંગ્રેસે ઘણો સારો દેખાવ કર્યો પરંતુ મુસ્લિમો પર તે પ્રભાવ પાડી શકી નહિ. ચૂંટણીને અંતે ઘણી ગડમથલ પછી પ્રાંતોમાં કોંગ્રેસે સત્તા સ્વીકારી, વહીવટનો અનુભવ લીધો. કેટલાક લોકહિતનાં કાર્યો પણ કર્યાં. પરંતુ બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળતા એ સ્થિતિ પણ બદલાઈ. કોંગ્રેસી પ્રધાનમંડળોનો અંત આવ્યો. વાણી-સ્વાતંત્ર્યના મુદ્દા પર ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહનો આરંભ કર્યો. બ્રિટિશ સત્તાએ ભારતને તેની ઈચ્છા વિરુદ્ધ લડાઈમાં જોડ્યું. તેની સામે લોકલાગણી અતિ તીવ્ર હતી. વ્યક્તિગત સત્યાગ્રહ બહુ ધ્યાન ખેંચી શકયો નહિ. પરંતુ યુદ્ધમાં બ્રિટિશ સત્તા પરાજય પામતી જતી હતી. લડાઈ ભારતની નજીક આવી રહી હતી. ભારતનો હાર્દિક સાથ મેળવવાનું અનિવાર્ય હતું. આ વખતે સર સ્ટેફર્ડ ક્રીપ્સ હિંદુસ્તાનમાં આવ્યા અને લડાઈ પછી અમુક પ્રકારનું સ્વરાજ્ય આપવાની યોજના એમણે રજૂ કરી. ક્રીપ્સ-મિશન નિષ્ફળ ગયું. તેના પ્રત્યાઘાતમાથી ઓગસ્ટક્રાંતિનો જન્મ થયો.

ગાંધીજી હવે થોભવા માટે તૈયાર નહોતા. કોઈ સુધારાંઓ એમને જોઈતા નહોતા. સ્વરાજ્યની વ્યાખ્યાની પંચાતમાં તેઓ પડવા માગતા નહોતા. ૧૯૪૨ના ઓગસ્ટની આઠમી તારીખે 'હિંદ છોડો' અને ' કરેંગે યા મરેંગે 'નો નાદ એમણે ગાજતો કર્યો. આખા દેશે એ ઝીલી લીધો. અંગ્રેજ સરકારે નાનાંમોટા બધા જ નેતાઓને તત્કાળ પકડી લીધા હતા એટલે લડતનું સુકાન જનતાના હાથમાં આવી પડયું હતું. આ લડાઇમાં અહિંસાની મર્યાદા જળવાઇ નહિ, પણ સરકારના દમનની સામે જો લોકોએ આચરેલી હિંસાને મૂકીએ તો હિમાલયની સામે રજકણની સરખામણી કરવા જેવું થાય. બ્રિટિશ સરકાર લડાઈમાં પડેલી હતી એટલે તેનું ઝનૂન પરિસીમાએ પહોંચેલું હતું. ભારતીય જનતા તે સામે લાંબો સમય ટકી શકી નહિ, પરંતુ તેના અંતરની આગ અણબૂઝી રહી. સુભાષબાબુ ૧૯૪૦ના અંતમાં હિંદુસ્તાન છોડી બહાર ચાલી ગયા હતા. એમના વિષે અનેક પ્રકારની અફવાઓ સંભળાતી હતી, પરંતુ સાચી હકીકત કોઇની પાસે નહોતી. ગાંધીજી જેલમાંથી સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા. એમના પરમ અંતેવાસી મહાદેવભાઈ કારાવાસમાં ગયા પછી થોડા દિવસોમાં જ મૃત્યુને વર્યા હતા. કસ્તુરબા પણ એ જ પંથે પળ્યા હતા. ગાંધીજીની વેદનાનો કોઇ પાર નહોતો. બહાર ચાલતા દમનના સમાચારોથી તેઓ અકળાયા હતા. છેવટે તેમણે સત્યાગ્રહીને શોભે એવો ઉપવાસનો માર્ગ લીધો. સરકાર એમને કારાવાસમાં રાખવા ઇચ્છતી હતી, પરંતુ જો કાંઇ અનિષ્ટ

બને તો દબાઈ રહેલી આગ ફરી ભભૂકી ઊઠે એવા ડરથી તેમને મુક્ત કરવામાં આવ્યા. હતાશ બનેલી પ્રજામાં એ વખતે આશાનું કિરણ પ્રગટ્યું. ગાંધીજીની તબિયત સારી નહોતી છતાં દેશને ખૂણેખૂણેથી આવતા કાર્યકરોને એમણે આશ્વાસન અને માર્ગદર્શન આપ્યાં. લડાઈનો રંગ હવે હતો જ નહિ વાટાઘાટોનો તબક્કો શરૂ થઈ ચૂક્યો હતો. ગાંધીજી જેલમાં હતા તે દરમ્યાન જ એક બાજુ જનાબ ઝીણા સાથે ને બીજી બાજુ સરકાર સાથે વાટાઘાટોની ભૂમિકા રચાવા માંડી હતી. ગાંધીજીની મુક્તિ પછી જ, ઝીણા સાથે લાંબી મંત્રણાઓ શરૂ થઈ, પણ તેનું પરિણામ શૂન્યમાં આવ્યું. પાકિસ્તાન થઈ શકે કે નહિ તે અંગે અનેક યોજનાઓ વહેતી થઈ હતી તે સમયના વાઇસરોય લૉર્ડ વેવેલ મંત્રણા માટે લંડન ગયા ને નવી યોજના લઈ આવ્યા. તે પછી દેશના મુખ્ય નેતાઓને મુક્ત કરવામાં આવ્યા. મંત્રણાઓની પરંપરા ચાલી. તેમાંથી કેટલીક સ્પષ્ટતાઓ થઈ, પણ કશું નક્કર પરિણામ આવ્યું નહિ. ૧૯૪૦ ના અંત ભાગમાં સુભાષબાબુ અલોપ થઈ ગયેલા તે પછી તેમના વિષે પ્રમાણભૂત માહિતી મળી નહોતી તે હવે મળવા લાગી. અત્યાર સુધી બ્રિટિશ સરકારે એમને જાપાન-જર્મનીના ભાડૂતી પ્રચારક તરીકે ઓળખાવ્યા હતા. હવે ખબર પડી કે એ વીર પુરુષે પૂર્વ એશિયામાં નવો ઇતિહાસ રચ્યો હતો. ભારતમાંથી અનેક સંકટો વેઠી તેઓ નાસી છૂટ્યા હતા, તેની પાછળ માતૃભૂમિની મુક્તિની ઝંખના હતી. એમણે જર્મની અને પછી જાપાનનો સંપર્ક સાધ્યો

હતો. દૂર પૂર્વમાં 'આઝાદ હિંદ ફોજ' અને 'આઝાદ હિંદ સરકાર'ની રચના કરી હતી. એમના અને એમના સાથીઓના પરાક્રમોની યશગાથાઓ પ્રગટ થતાં ભારતીય જનતાએ સુભાષબાબુ પ્રત્યે પ્રેમભક્તિની ભાવનાનો રોમાંચ અનુભવ્યો હતો. ૧૯૪૨ ની ઓગસ્ટક્રાંતિ અને સુભાષબાબુની આઝાદ હિંદ ફોજની પ્રવૃત્તિએ બ્રિટનને ખાતરી કરાવી હશે, કે ભારત ઉપર રાજ્ય ચલાવવાનું હવે શક્ય નથી, એમના હિતમાં પણ નથી.

વિશ્વયુદ્ધ પૂરું થઇ ચૂકયું હતું. નાઝીઓ ને ફાસીવાદીઓ પરાજિત થયા હતા. ઇંગ્લેંડમાં મજૂર પક્ષ સત્તાસને આવ્યો હતો. આ દેશમાં નવેસર ચૂંટણી થતાં, કોંગ્રેસે ફરીને લોકસંપર્ક સાધ્યો હતો. મુસ્લિમ લીગે મુસ્લિમોના બહુમતિ મતો મેળવ્યા પરંતુ તેની પાછળ ગુંડાગીરી અને બ્રિટિશ સરકારના અમલદારોનો સાથ હતો. એની તપાસની માગણી થઈ અને આક્ષેપો પૂરવાર કરવાના પડકારો પણ ફેંકાયા, પણ તેમાંથી કશું ફળ નીપજ્યું નહિ. મુસ્લિમ લીગે હવે છડેચોક હિંસાનો પ્રચાર શરૂ કરી દીધો હતો. કોમી રમખાણોનો ભય ચારે બાજુ પ્રસરતો જતો હતો. એમાં અચાનક બ્રિટનના વડા પ્રધાન શ્રી એટલીએ ત્યાંની પાર્લામેન્ટમાં ભારતને સ્વાતંત્ર્ય આપવાની વ્યવસ્થા કરતું ઐતિહાસિક નિવેદન કર્યું. એ નિવેદનમાં સચ્ચાઇનો રણકો હતો. અંગ્રેજો ખરેખર સત્તા છોડવા માગે છે એમ ગાંધીજી તો ઠીક, પણ સરદાર જેવા ચાણકયને પણ લાગ્યું. એ જાહેરાતના અનુસંધાનમાં તે સમયના ભારતમંત્રી લોર્ડ પેથિક લોરેન્સ, સર સ્ટેફર્ડ ક્રીપ્સ અને શ્રી એ. વી. એલેકઝાંડર ૧૯૪૬ ના માર્ચની ૨૩મીએ

હિંદુસ્તાનમાં આવી પહોંચ્યા. આવતાં જ તેમણે જે નિવેદનો કર્યાં તેથી એમના પ્રત્યેના વિશ્વાસમાં વધારો થયો. હિંદુસ્તાનની સમસ્યાઓ ઘણી વિકટ હતી. લઘુમતિઓ અને રાજાઓના પ્રશ્નો સૌથી કઠિન હતા. મુત્સદ્દી ઝીણાસાહેબ પોતાનું મહત્ત્વ બરાબર સમજી ગયા હતા. પ્રધાનત્રિપુટી સાથે સીમલામાં અને દિલ્હીમાં પાર વિનાની મંત્રણાઓ થઇ. અનેક યોજનાઓ રચાઈ અને ભૂંસાઈ. આશાનિરાશાના અનેક મોજાંઓ આવ્યા. પ્રધાન ત્રિપુટીએ આશ્ચર્યકારક કહી શકાય એવી ધીરજ દાખવી હતી, પરંતુ મુસ્લિમ લીગની અવગણના કરવાની તેની તૈયારી નહોતી. કોંગ્રેસ અને લીગને એકમત કરવામાં જ્યારે નિષ્ફળતા મળી ત્યારે ભલામણના રૂપમા એક વિસ્તૃત મુસદ્દો રજૂ કરવામાં આવ્યો. આ મુસદ્દા અનુસાર રાજ્યોની ધારાસભાઓમાંથી, પ્રમાણસરના પ્રતિનિધિઓ દ્વારા બંધારણ સભાની રચના કરવાની, હિંદમાં સમવાયી તંત્ર રચાય અને તેના હાથમાં સંરક્ષણ, વાહનવ્યવહાર અને વિદેશી સંબંધો રહે, બાકીનું બધું પ્રાંતોના અધિકાર નીચે રહે એવી યોજના હતી, પરંતુ બંને પક્ષને મૂંઝવણમાં મૂકે અને કોંગ્રેસ સ્વીકારી જ ન શકે એવી બાબત પ્રાંતોના જૂથ રચવાની હતી. પ્રધાનત્રિપુટીની ભલામણ અનુસાર બંગાળને આસામનું એક જૂથ રચાતું હતું. સિંધ, પંજાબ, બલુચિસ્તાનનું બીજું જૂથ બનતું હતું. મુસ્લિમોની નજીવી બહુમતિ છતાં આ જૂથો પર તેનું વર્ચસ્ સ્થપાતું હતું. મુશ્કેલીઓ તો બીજી પણ હતી, પરંતુ મુખ્યત્વે આ મુદ્દા ઉપર મતભેદો ઉગ્ર બન્યા અને આખી યોજના પડી

ભાંગી. કોંગ્રેસને અને બીજા રાષ્ટ્રવાદીઓને એવો ડર હતો કે આ યોજના સ્વીકારાય તો સમગ્ર બંગાળ, આસામ ને પંજાબ લીગના શાસન નીચે જઈ પડે ને તેમાંથી એક દિવસ સ્વતંત્ર પાકિસ્તાનની રચના પણ થઈ જાય! આ ભય પાયા વિનાનો નહોતો, આ યોજનામાં કેન્દ્રના હાથમાં ઓછી સત્તા રહેતી હતી અને તેનો અમલ પણ શી રીતે થશે તે વિષે કશી સ્પષ્ટતા થઈ નહોતી.

યોજના તો પડી ભાંગી, પરંતુ લોકપ્રતિનિધિ સભાની રચના થઈ. હંમેશ મુજબ મુસ્લિમ બેઠકો મુખ્યત્વે લીગે મેળવી ને બાકીની બેઠકો કોંગ્રેસના હાથમાં આવી. વચગાળાની સરકાર રચવા અંગે પણ ઘણા મતભેદો થયા. મુસ્લિમ લીગે હા–ના કરતાં જોડાવાનું સ્વીકાર્યું પણ બીજી બાજુ પંજાબ અને બંગાળમાં કોમી તોફાનો ફાટી નીકળ્યાં. લીગ સરકારો ખુલ્લી રીતે એને મદદ કરતી હતી. પરિસ્થિતિ અસહ્ય બનતી જતી હતી. અંગ્રેજો સત્તા છોડવા માટે પ્રામાણિક હતા, ઉતાવળા પણ હતા. ઝીણાસાહેબને ખાતરી થઇ ગઇ હતી કે તેઓ ઇચ્છે છે તેવું પાકીસ્તાન એટલે કે અખંડ બંગાળ, પંજાબ અને આસામ સહિત મુસ્લિમ બહુમતિ વિસ્તારો તેમને મળી શકે તેમ નથી. બીજી બાજુ કોંગ્રેસને પણ એમ લાગ્યું કે પાકિસ્તાન સ્વીકાર્યા વિના આ સમસ્યાનો ઉકેલ આવવાનો નથી. ૧૯૪૨ માં ક્રીપ્સની દરખાસ્તો વખતે કોંગ્રેસે આ દિશામાં વળવા તો માંડ્યું જ હતું. એવા ઠરાવો પણ થયા હતા. ગાંધી–ઝીણા મંત્રણા દરમ્યાન અમુક પ્રમાણમાં અલગ થવાનો સિદ્ધાંત

સ્વીકારાયો હતો. આ બધી પૂર્વભૂમિકા હતી એટલે કોંગ્રેસ પાકિસ્તાન સ્વીકારવા તૈયાર થઇ ગઈ. ત્રણેય પક્ષોની આ સ્થિતિ હોવાથી બ્રિટિશ સરકારે સ્વાતંત્ર્યની જાહેરાત કરી દીધી. અને એ જાહેરાત અનુસાર ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭ને દિને ભારતના ભાગલા પડયા અને તેને સ્વતંત્રતા પણ મળી બ્રિટનનો આ સત્તાત્યાગ ખરેખર આશ્ચર્યકારક ગણાય. આની પાછળના બળોમાં વિશ્વયુદ્ધ પછીની બ્રિટનની નબળાઇ, અમેરિકાનું વધતું જતું વર્ચસ્, ૧૯૪૨મા પ્રગટ થયેલો જનવિરોધ, આઝાદ હિંદ ફોજની અદ્ભુત સંદ્યઓ અને એ સહુથી વિશેષ ગાધીજી દ્વારા આરાધાયેલી અહિંસક સાધના કારણભૂત ગણાય. અંગ્રેજો પૂરા સામ્રાજ્યવાદી અને નિર્બળ પ્રજાને ચૂસનારા છતા પરિસ્થિતિને પિછાણનારા હતા. એમણે જોઇ લીધુ કે ભારત ઉપર હકુમત ચાલુ રાખવાનું હવે શક્ય નથી, એટલે ભારતને દુશ્મન બનાવી ન છૂટકે જવું પડે તે કરતા ભારતની મૈત્રી મેળવી સ્વેચ્છાએ જવુ સારૂં છે. ભારતના હૃદયમાં તો વેરનુ ઝેર હતુ જ નહિ ભારતીય પ્રજાની સ્વાભાવિક અહિંસક ભાવના અને ગાધીજીની સાધનાનુ એ પરિણામ હતુ. જગતના ઇતિહાસમા ભારતનું સ્વાતંત્ર્યયુદ્ધ જેમ અજોડ હતું તેમ મુક્તિ પછીના ભારત-બ્રિટનના સબંધ પણ અજોડ જ ગણાય. ગાધીજીએ વર્ષો સુધી ભારતીય પ્રજાના હિલમા એ વિચારો સીંચ્યા હતા કે 'અંગ્રેજ પ્રજા એમની દુશ્મન નથી, અગ્રેજી સત્તા જ શત્રુ છે. એ સત્તાનો અંત આવતા દુશ્મનાવટનો અંત આવી ગયો.'

## ૩. મહત્ત્વની ઘટનાઓ

પ્રાચીનથી અર્વાચીન ઇતિહાસ સુધીનું વિહંગાવલોકન જ્યારે કર્યું જ છે ત્યારે આ સમયના મહત્ત્વના બનાવો ઉપર દૃષ્ટિપાત કરી જઇએ.

ઈ. સ. પૂર્વે

| | |
|---|---|
| ૬૨૩ | બુદ્ધનો જન્મ. |
| ૩૨૭ | સિકંદરનું આક્રમણ. |
| ૩૨૨ | ચંદ્રગુપ્ત મૌર્યનું ગાદી–આરોહણ. |
| ૨૭૩ | અશોકનું રાજ્યારોહણ. |
| ૨૬૧ | કલિંગ પર જીત. |
| ૨૦૦ | અશોકનું મૃત્યુ. |

ઈ. સ

| | |
|---|---|
| ૧૨૦ | કનિષ્ક ગાદી પર. |
| ૩૨૦ | ચંદ્રગુપ્ત પહેલાનું રાજ્યારોહણ. |
| ૬૦૦ | હર્ષવર્ધન ગાદી પર. |
| ૬૪૭ | હર્ષનું મૃત્યુ. |
| ૭૧૨ | સિંધ પર આરબોની જીત |
| ૧૦૦૧ | મહમ્મદ ગઝનીનો જયપાલ પર વિજય |
| ૧૧૯૨ | મહમ્મદ ઘોરીએ પૃથ્વીરાજને હરાવ્યો. |
| ૧૨૦૫ | કુતબુદ્દીન ઐબક દિલ્હીનો સુલતાન બન્યો. |
| ૧૨૩૬ | રઝિયા બેગમ ગાદી પર. |
| ૧૨૯૦ | ગુલામ વંશ પછી ખિલજી વંશ ગાદીએ. |
| ૧૩૨૫ | મહમ્મદ તઘલખ સત્તા પર. |




બહારનાં આક્રમણો આવ્યાં ને અહીં રાજસત્તાઓ સ્થપાઈ
તેમાં અકબરના સામ્રાજ્યનો આ વિસ્તાર ધ્યાન ખેંચનારો છે

૧૩૪૭ બહમની રાજ્યનો પાયો નખાયો.
૧૩૯૮ તૈમુરની ચડાઈ.
૧૪૧૪ સૈયદને હરાવીને લોદી રાજાઓ ગાદી પર.
૧૪૯૮ કાલીકટને કિનારે વાસ્કો–ડી–ગામા ઊતરે છે.
૧૫૧૦ પોર્ચુગીઝ લોકો ગોવા જીતે છે.
૧૫૨૬ પાણીપતનું પ્રથમ યુદ્ધ, બાબર લોદીને હરાવે છે.
૧૫૪૦ શેરશાહ દિલ્હીની ગાદી પર.
૧૫૫૬ પાણીપતના બીજા યુદ્ધમાં હેમુની હાર.
૧૬૦૦ ઇસ્ટ ઇંડીઆ કંપનીને વેપારનો પરવાનો.
૧૬૦૫ અકબરનું મૃત્યુ.
૧૬૦૫ જહાંગીર ગાદીનશીન થાય છે.
૧૬૨૭ શાહજહાં સત્તા પર.
૧૬૭૪ શિવાજીનો રાજ્યાભિષેક.
૧૭૦૭ ઔરંગઝેબનું મૃત્યુ, મોગલ સામ્રાજ્યનો અસ્ત.
૧૭૩૯ નાદીરશાહની દિલ્હી પર ચડાઇ.
૧૭૬૦ ફ્રેન્ચો વાંદીવાશના યુદ્ધમાં હારે છે.
૧૭૫૭ પ્લાસીનું યુદ્ધ.
૧૭૭૩ રેગ્યુલેટીંગ ઍક્ટ.
૧૭૮૪ પિટ્ટનું ઇંડીઆ બીલ
૧૭૯૯ ટીપુનો પરાજય અને અવસાન.
૧૮૦૯ રણજિતસિંહ અને બ્રિટિશ સરકાર વચ્ચે અમૃતસરમાં સંધિ.
૧૮૧૩ અંગ્રેજ વ્યાપારીઓ માટે ભારતનાં બજાર ખુલ્લાં થયાં.
૧૮૧૪–૧૬ નેપાળ સાથે વિગ્રહ.
૧૮૨૪–૨૬ પ્રથમ બર્મીઝ યુદ્ધ.
૧૮૨૮ રાજા રામમોહન રાયે બ્રહ્મોસમાજની સ્થાપના કરી.
૧૮૨૯ સતીનો રિવાજ બંધ.
૧૮૩૩ કંપની માત્ર વ્યાપારી પેઢી મટી જાય છે.

૧૮૩૯–૪૨ પ્રથમ અફઘાન વિગ્રહ.
૧૮૪૫–૪૬ શીખો સાથેની પ્રથમ લડાઇ.
૧૮૪૯ પંજાબ ખાલસા.
૧૮૫૨ દ્વિતિય બર્મીઝ યુદ્ધ.
૧૮૫૭ ભારતનો સ્વાધીનતા માટેનો પ્રથમ સંગ્રામ.
૧૮૫૮ સત્તા ઈંગ્લેંડના તાજના હાથમાં જાય છે.
૧૮૭૭ રાણી વિક્ટોરિયા ભારતની સમ્રાજ્ઞી બને છે.
૧૮૮૩–૮૫ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો.
૧૮૮૫ અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના.
૧૯૦૧ સરહદ પ્રાંતની રચના.
૧૯૦૫ બંગાળના ભાગલા.
૧૯૦૬ કલકત્તામાં મહાસભાને પ્રમુખપદેથી દાદાભાઈ નવરોજી સ્વરાજ્યનું ધ્યેય જાહેર કરે છે.
૧૯૦૬ આગાખાનની અલગ મતાધિકારની માંગણી મંજૂર થાય છે.
૧૯૦૭ બંગભંગની ચળવળ, વિદેશી માલનો બહિષ્કાર, સુરતની કોંગ્રેસમાં ભંગાણ.
૧૯૦૮ તરુણ દેશભક્ત, બંગાળના ખુદીરામ બોઝને ફાંસી.
૧૯૦૯ મીન્ટો–મોર્લે સુધારા.
૧૯૧૨ સરકારની રાજધાની કલકત્તાથી દિલ્હી.
૧૯૧૩ કેલિફોર્નિયામાં ગદ્દાર નામની ક્રાંતિકારીની પાર્ટી.
૧૯૧૪ કોમાગાટામારુ સ્ટીમરની ઘટના.
૧૯૧૬ લખનૌ કરાર, હોમરૂલ લીગની રચના.
૧૯૧૭ ભારતને જવાબદાર રાજતંત્ર આપવાની ભારત–વજીરની જાહેરાત.
૧૯૧૯ રોલેટ એક્ટ અને જલિયાંવાલા બાગની કત્લેઆમ.
૧૯૨૦ લોકમાન્ય તિલકનું અવસાન, ગાંધીજી અસહકારનું

ભારત ઉપર બ્રિટીશ સત્તાનો વાવટો ફરકતો હતો અને હિંદુસ્તાનમાં બ્રહ્મદેશનો પણ સમાવેશ થતો હતો ત્યારની આ સ્થિતિ છે. રિયાસતી હિંદનો ખ્યાલ પણ આમાંથી મળે છે.

૧૯૨૨ ગાંધીજીની ગિરફ્તારી, મુકદ્દમો, જેલ.
૧૯૨૪ સ્વરાજ પક્ષ ધારાસભામાં પ્રવેશ કરે છે.
૧૯૨૭ સાયમન કમિશન, ભારતનો વિરોધ.
૧૯૨૮ સરદારના નેતૃત્વ નીચે બારડોલીની ના–કરની લડત.
૧૯૨૯ રાવીને કિનારે સંપૂર્ણ સ્વરાજ્યની ઘોષણા.
૧૯૩૦ સવિનય ભંગની લડત, ઐતિહાસિક દાંડીકૂચ, પ્રથમ ગોળમેજી પરિષદ.
૧૯૩૧ ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને ફાંસી, ગાંધી–ઇર્વિન કરાર, બીજી ગોળમેજી પરિષદ.
૧૯૩૨ કોમી ચૂકાદો, ગાંધીજીના ઉપવાસ, પૂના કરાર.
૧૯૩૫ પ્રાંતિક સ્વરાજ્ય અને સમવાયતંત્ર રચતો 'ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એક્ટ' પસાર. ઓરિસ્સા ને સિંધના અલગ પ્રાંતો.
૧૯૩૭ પ્રાંતિક સ્વરાજ્ય, કોંગ્રેસનો ચૂંટણીમાં વિજય, પ્રાંતોમાં લોકમાન્ય સરકારોની રચના.
૧૯૩૯ બીજું વિશ્વયુદ્ધ, સંમતિ વગર ભારતને યુદ્ધમાં જોડવા સામેનો વિરોધ, કોંગ્રેસ પ્રધાનોનું રાજીનામું.
૧૯૪૦ મુસ્લિમ લીગ પાકિસ્તાનનો ઠરાવ પસાર કરે છે.
૧૯૪૧ ગવર્નર જનરલની કાઉન્સિલનો વિસ્તાર.
૧૯૪૨ ક્રિપ્સ દરખાસ્તોનો લીગ ને કોંગ્રેસ બન્ને તરફથી અસ્વીકાર, 'ભારત છોડો'નો ઠરાવ, કોંગ્રેસ નેતાઓ જેલમાં, વિરાટ જનઆંદોલન, સિંગાપોરમાં જનરલ મોહનસિંહની સરદારી નીચે પ્રથમ આઝાદ હિંદ ફોજની રચના.
૧૯૪૩ ભારતમાં વિદ્રોહ, સુભાષ બોઝની સરદારી નીચે બીજી આઝાદ હિંદ ફોજની રચના.
૧૯૪૪ મુંબઈમાં ગાંધી–ઝીણા મંત્રણા.
૧૯૪૫ કોંગ્રેસ નેતાઓની જેલમુક્તિ, સિમલા–પરિષદની નિષ્ફળતા.

૧૯૪૬–માર્ચ ૧૫, આમસભામાં બહુમતિના વિકાસને લઘુમતિ અટકાવી ન શકે એ મતલબનું નિવેદન.

૧૯૪૬–એપ્રિલ ૧, ભારતના નેતાઓ સાથે કૅબિનેટ મિશનની મંત્રણાઓ.

૧૯૪૬–સપ્ટે૦ ૨, વચગાળાની સરકારની રચના.

૧૯૪૬–ઓક્ટો૦ ૧૬, લીગ સરકારમાં જોડાય છે.

૧૯૪૬–ડીસે૦ ૯, બંધારણસભાનું ઉદ્‌ઘાટન.

૧૯૪૭–ફેબ્રુ૦ ૨૦, સત્તાની ફેરબદલી માટે ૧૯૪૮ના જુનને નક્કી કરવાની બ્રિટિશ સરકારની જાહેરાત.

૧૯૪૭–માર્ચ ૨૪, લૉર્ડ માઉન્ટબેટન વાઈસરૉય તરીકે આવે છે.

૧૯૪૭–જૂન ૩, ભાગલા પાડવાની અને ભારત છોડવાની બ્રિ. સરકારની અંતિમ યોજનાની જાહેરાત.

૧૯૪૭–ઑગસ્ટ ૧૫, ભારત ને પાકિસ્તાન—બે સ્વતંત્ર રાજ્યોની રચના.




આ છે આજનું ભારત. ભારતનાં વિવિધ રાજ્યોની રેખાઓ પણ આમાં જોઈ શકાય છે. રાજ્ય અને રાજધાનીનો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

## ૪. સાત વર્ષની સાધના

ઇંગ્લેંડ બસો વર્ષની ગુલામી પછી આપણો દેશ મુક્ત થયો ત્યારે આપણે સ્વાતંત્ર્યનો ભવ્ય ઉત્સવ ઊજવ્યો. ૧૯૪૭ના ૧૫ મી ઑગસ્ટનો દિવસ કદી ભૂલી શકાશે નહિ, પરંતુ તે દિવસે આપણા આનંદની નીચે જે શોકની લહરીઓ વહેતી હતી, તે પણ ભૂલાય એવી નથી. દુનિયાના બીજા દેશો કરતાં આપણે જુદી રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી. તેના લાભ અને ગેરલાભ બંને આપણને વારસામાં મળ્યા હતા. બસો વર્ષના ગુલામીકાળ દરમ્યાન આર્થિક રીતે આપણે ચૂસાઈ ગયા હતા. બીજા વિશ્વયુદ્ધની અસરથી આપણે અમુક અંશે ભાંગી ગયેલા હતા. આપણા હાડમાં પરાધીનતાની વૃત્તિ પડેલી હતી. એટલું ઓછું હોય તેમ, સ્વતંત્રતાની સાથે જ આપણા રાષ્ટ્રદેહનું છેદન થયું હતું. ભારતવર્ષ એક અખંડ શરીર જેવો હતો એટલે જીવતું અંગ કપાય અને લોહીની ધાર છૂટે તેવી આપણી સ્થિતિ થઇ ગઈ હતી.

૧૪ મી ઑગસ્ટની રાતે સ્વાતંત્ર્યપ્રાપ્તીની ખુમારીમાં આપણે કદાચ બધું ભૂલી ગયા હોઈશું પરંતુ તે પછી

તરત જ આપણને ભાન થયું, કે પાકિસ્તાનમાંથી લાખો નિર્વાસિતોની ઘુઝાર આ દેશમાં ચાલી આવે છે અને અહીંથી લાખો હતભાગીઓ પાકિસ્તાન તરફ કદમ ઉઠાવી રહ્યા છે. એ સમયના દશ્યોનું વર્ણન કરવાનું શકય જ નથી; સેંકડો વર્ષોનું ઝેર તે દિવસે ઉમટી આવ્યું હતું. માનવી પશુ બન્યો હતો એમ કહેવામાં પશુજાતિનું અપમાન રહેલું છે. હિંદુઓ અને શીખોએ આ દેશમાં મુસ્લિમોને કાપી નાખ્યા, એમની મિલ્કતો લૂંટી લીધી, એમની સ્ત્રીઓની બેઇજ્જતી કરી, એમને ધર્મભ્રષ્ટ કર્યા. એ જ રીતે કે એથી ય વિશેષ પાકિસ્તાનમાં મુસ્લિમોએ હિંદુઓ અને શીખો ઉપર ઘોર અત્યાચારો ગુજાર્યા. પશ્ચિમ પાકિસ્તાનમાંથી તો એમણે હિંદુઓ અને શીખોનું લગભગ નામોનિશાન મીટાવી દીધું.

એક બાજુ આપણી મુક્તિમંગલા બજી રહી હતી અને બીજી બાજુ લાખો હતભાગી માનવીઓના આર્તસ્વર સંભળાતા હતા.

સ્વાતંત્ર્યની સાથે જ આપણને વારસામાં જેમ કોમવાદ મળ્યો હતો તેમ રાજાશાહી પણ મળી હતી. અંગ્રેજોએ ભારત છોડવાનો નિશ્ચય કર્યો અને તે અંગે કરારો થયા તેમાં રાજાઓને ગર્ભિત રીતે એવું આશ્વાસન અપાયું હતું, કે તેઓ પોતાને ઠીક લાગે તે રીતે પોતાનું ભાવિ ઘડી શકે છે. અલબત્ત, એમ નક્કી થયેલું કે રિયાસતોમાંથી જેમની સરહદ પાકિસ્તાન સાથે સંકળાયેલી હોય તે પાકિસ્તાન સાથે જોડાય ને ભારત સાથે સંકળાયેલી હોય તે

ભારત સાથે, પરંતુ તે દિવસની કલ્પના પ્રમાણે આ જોડાણ ત્રણ વિષયો પૂરતું જ એટલે કે વિદેશો સાથેના સંબંધો, રક્ષણ અને વાહનવ્યવહાર પૂરતું જ કરવાનું હતું. રાજાઓ આ પરિસ્થિતિનો લાભ ઉઠાવવા ચાહતા હતા. મોટા ભાગની રિયાસતો ભારતની વચ્ચે જ પડેલી હતી એટલે પાકિસ્તાનના રાજકર્તાઓની મુરાદ પણ રાજાઓને બહેકાવી ભારતને નિર્બળ બનાવવાની હતી. એ કાળના નકશા ઉપર નજર ફેરવતાં ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ સુધી રિયાસતી પ્રદેશ કેવી રીતે વસ્તરેલો હતો તેનો ખ્યાલ આવશે. આ રિયાસતો મર્યાદિત પ્રમાણમાં પણ સ્વતંત્ર રહે તો ભારત એક અને અખંડ રહી શકે નહિ. તેનો આર્થિક વિકાસ તે સાધી શકે નહિ અને જો કોઈ રાષ્ટ્ર ... સંઘર્ષ થાય તો પોતાનું રક્ષણ પણ કરી શકે નહિ. એ વખતે આવી વિકટ સ્થિતિમાં આપણે મૂકાયેલા હતા.

૧૫ મી ઓગસ્ટે રાજ્યોની લગામ આપણા હાથમાં આવી હતી. તે દિવસે આપણે સંસ્થાન ગણાતા હતા; તાજના પ્રતિનિધિ તરીકે લોર્ડ માઉન્ટબેટન રાજ્યના વડા હતા, છતાં આપણી સ્વતંત્રતા સંપૂર્ણ હતી. પરંતુ જેમના હાથમાં દિલ્હીના શાસનની લગામ આવી હતી તેઓ અને તે વખતના પ્રાંતો-રાજ્યોના સુત્રધારો, રાજ્યવહીવટ ચલાવવા માટે તદ્દન નવા હતા. સત્તાનો ફેરબદલો શાંતિપૂર્વક થયેલો. બ્રિટિશ અમલનું પોલાદી ચોકઠું સાબૂત રહ્યું હતું. આપણી સામે એવી વિકટ સમસ્યાઓ ખડી હતી, કે આપણે એ ચોકઠું તોડવાની હિંમત પણ કરી શકીએ તેમ નહોતું. રાજ્યની ધૂરા જેમને વહન કરવાની હતી તેઓ વીર હતા, ત્યાગી હતા, શાણા હતા, શ્રમ-

ભાવનાઓથી ભરેલા હતા; પરંતુ તેમની સામે મુસીબતોના પહાડો ખડકાયા હતા. નિર્વાસિતોની સમસ્યા, રિયાસતોનો જટિલ પ્રશ્ન, દેશની ભયાનક ગરીબી, અંગ્રેજો તરફથી મળેલું ફલાદી ચોકઠું, આખા એશિયાને ડારી રહેલો સામ્યવાદ અને આ દેશને કોરી ખાતો કોમવાદ, એ બધું તેમની સામે ઘૂરકતું હતું. સ્વાતંત્ર્ય પછીનાં સાત વર્ષોની સાધનાનો આપણે જ્યારે વિચાર કરીએ ત્યારે આ બધા મુદ્દાઓ આપણે લક્ષ્યમાં રાખવા જોઈએ.

આપણે સ્વતંત્ર થયા ત્યારે ચારે બાજુએ પ્રતિકૂળતાઓ જ હતી અને કોઈ બાબતમાં અનુકૂળતા હતી જ નહિ એમ કહેવું પણ ખોટું ઠરશે. સેંકડો કે હજારો વર્ષ પછી આપણે ત્યાં લોકશાહીનો ઉદય થતો હતો. આનું કાંઈક જ્ઞાન બ્રિટિશ રાજઅમલ દરમિયાન આપણે પ્રાપ્ત કર્યું હતું. રાષ્ટ્રીય એકતાની ભાવના પણ આપણામાં પ્રસરેલી હતી અને સ્વાતંત્ર્યયુદ્ધ દરમિયાન તેનો સારી રીતે વિકાસ થયો હતો. જગતના કોઈ પણ રાષ્ટ્રની સરખામણીમાં ઉચ્ચ કોટિના કહી શકાય એવા લોકનેતાઓ આપણને પ્રાપ્ત થયા હતા. આપણું સ્વાતંત્ર્ય-યુદ્ધ મુખ્યત્વે અહિંસક સાધનો દ્વારા લડાયેલું હોવાથી અને અંગ્રેજો કાંઈક શાણપણ વાપરીને વિદાય થયા હતા તેથી, હિંસા અને સંઘર્ષના દુષ્પરિણામોમાંથી આપણે મુક્ત રહ્યા હતા. સૌથી વિશેષ અનુકૂળ પરિસ્થિતિ તો એ હતી કે આપણા મુક્તિકાળે જગતમાં શાંતિ હતી. આપણી અસ્થિરતા કે દુર્બળતાનો લાભ કોઈ ઉઠાવે એવો ભય નહોતો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પણ બીજા દેશોને તેના રક્ષણ માટે તત્કાળ જે યુદ્ધો ખેલવાં પડયાં તેમાંથી આપણે બચી ગયાં હતાં. આ અનુકૂળતાઓ અને પ્રતિકૂળતાઓની વચ્ચેથી આપણે શી રીતે પ્રગતિ સાધી તેનો વિચાર કરવો જોઈએ.

નિર્વાસિતોનો સવાલ આપણે પૂર્ણપણે ઉકેલી શકયા નથી પરંતુ તેને ગણનાપાત્ર સિદ્ધિ મળી છે. આટલા વિશાળ પ્રમાણમાં આ પ્રશ્ન કોઈ રાષ્ટ્રે ઉકેલ્યો નથી. આપણો દેશ ગરીબ હોવા છતાં આ પ્રશ્નના ઉકેલમાં કરોડો રૂપિયા આપણે ખર્ચ્યાં છે. પાકિસ્તાનમાં પડેલી અબજોની મિલકત આપણા હાથમાં આવી નથી, તેનું કશું વળતર મળ્યું નથી છતાં લાખો માણસોને રોજી અને રોટી આપી શકાયાં છે. આ સવાલનો સંપૂર્ણ ઉકેલ પાકિસ્તાન સાથે ફેંસલો થઈ ગયા વિના કરવાનું મુશ્કેલ છે. નિર્વાસિતોની સાથે જ કોમવાદનો પ્રશ્ન વિચારવો જોઈએ. પાકિસ્તાનથી આવેલા લોકો બળેલા જળેલાં હતા અને પાકિસ્તાનમાં મઝહબી ઝનૂન હમેશાં વધતું જ જતું હતું. એટલે આ દેશને પણ કોમવાદનો સામનો કરવો પડયો છે. આપણે એ ઝેરમાંથી પ્રમાણમાં મુક્ત રહી શકયા એનો યશ ગાંધીજી સિવાય આપણે બીજા કોને આપી શકીએ એમ છીએ? પાકિસ્તાન સર્જાયા પછી સાડાચાર કરોડ મુસ્લિમોની રક્ષણદીવાલ ગાંધીજી બન્યા હતા. એ સમયે ગાંધીજી ન હોત તો મુસ્લિમોનું અને આ દેશનું શું થયું હોત તેની કલ્પના પણ કંપાવનારી છે. ગાંધીજીની હત્યાથી આપણે પારાવાર ગુમાવ્યું છે, પરંતુ એ બલિદાનથી જ કોમવાદના મહાપૂરને ખાળી શકાયું એમાં શંકા નથી. ગાંધીજીએ પ્રબોધેલી નીતિનો અમલ એમના સાચા વારસદાર શ્રી જવાહરલાલે કર્યો અને ઘણા ઓછા સમયમાં આપણે કોમવાદના ભયમાંથી મુક્ત થઈ ગયા.

સ્વાતંત્ર્યની સાથે જ સામાન્ય રીતે અરાજક તત્ત્વો મસ્તક ઉંચકે છે. આપણા દેશમાં એ તત્ત્વો સામેનું પ્રચંડમાં પ્રચંડ બળ સરદાર વલ્લભભાઈ હતા. સામ્યવાદ, કોમવાદ અને બીજાં બધાં અરાજક તત્ત્વોને એમણે બહુ ઓછા સમયમાં જેર કરી

દીધા. રિયાસતોની જટિલ સમસ્યા પણ એમણે જ ઉકેલી. એમ કહી શકાય કે સરદારની એક આંખમાંથી અમી વરસતું હતું અને બીજી આંખમાંથી અરાજક તત્ત્વોને ડારતી જ્વાલા પ્રગટતી હતી. રિયાસતોનો સવાલ એમણે આ રીતે જ ઉકેલ્યો. રાજવીઓએ એમની સલાહ માન્ય ન કરી હોત તો ભયાનક અથડામણ થાત. સંભવ છે કે થોડા સમયમાં આપણે એ અંધકારને ભૂંસી નાખત. પરંતુ તેનું મૂલ્ય ચૂકવવા જેટલી આપણી ત્યારે શક્તિ નહોતી. રાજાઓ યુગને ઓળખી ગયા. કંઈક ડરથી અને કંઈક શાણપણથી તેઓએ સરદારના હાથમાં બધું સોંપી દીધું. દુનિયામાં કોઈને કલ્પના પણ ન આવે એટલી ત્વારાથી અને એટલી સરળ રીતે આ પ્રશ્નનો ઉકેલ આવી ગયો. સરદારે આરંભ તો ત્રણ વિષયો પૂરતા જોડાણથી જ કર્યો; પરંતુ એ ત્રણ વિષયો શ્રી વિષ્ણુના વિરાટ સ્વરૂપના ત્રણ પગલા જેવા સાબિત થયા. ધીમે ધીમે રાજ્યોનું જોડાણ એમણે સંપૂર્ણ બનાવી દીધું એટલું જ નહિ, તેમને ભારતમાં વિલીન કરી દીધા. આ સમસ્યા ઉકેલતા ત્રણ રાજ્યોની વિશિષ્ટ પરિસ્થિતિ નિર્માણ થઈ. ભારતનાં અમુક રાજ્યોમાં બહુમતિ હિંદુઓની હતી ને રાજવી મુસ્લિમ હતા. કાશ્મીરમાં બરાબર એથી ઉલટું હતું. ભોપાળ–રામપુર જેવા કેટલાક નવાબો પરિસ્થિતિ સમજી ગયા જ્યારે જુનાગઢ માણાવદર–માંગરોળ જેવાઓને એ ભાન જાગ્યું જ નહિ. પાકિસ્તાન આ રિયાસતોની બાબતમાં મોટી આશાઓ રાખી રહ્યું હતું. જુનાગઢના નવાબે પાકિસ્તાન સાથે જોડાણ કર્યું ત્યારે સમગ્ર સૌરાષ્ટ્રને પાકિસ્તાનની અસર નીચે લાવવાની આશા સેવાઈ હતી. કાગળ ઉપર આ જોડાણ આજે ય કાયમ છે. પરંતુ વાસ્તવમાં જુનાગઢ વગેરે ભારતના અંગરૂપ બની ગયાં છે. આ માટે જેટલો યશ પ્રજાને આપી શકાય તેટલો જ સરદારની કુશળતાને આપવો જોઈએ.

જુનાગઢ કરતાં જટિલ કોયડો હૈદ્રાબાદનો હતો. હૈદ્રાબાદ પ્રમાણમાં મોટું રાજ્ય, બ્રિટિશ અમલમાં પણ અન્ય રિયાસતોના પ્રમાણમાં તે વિશેષ અધિકારો ભોગવે; મુસ્લિમ કોમવાદ ત્યાં પૂર જોશમાં. જેવું તેવું લશ્કરી બળ પણ ખરું અને ભૌગોલિક રીતે વિચારીએ તો ભારતનો એ હૃદયપ્રદેશ. બ્રિટનના કેટલાક શાહીવાદીઓનો હૈદ્રાબાદને ટેકો હતો. રાષ્ટ્ર-સંસ્થામાં પણ તેના સ્વાતંત્ર્યનું સમર્થન કરનારા પડયા હતા. પાકિસ્તાન તો ખુલ્લી રીતે મદદ કરવાની વાતો ઉચ્ચારતું હતું. વિશેષમાં જુનાગઢે જોડાણ સાધ્યું હતું ત્યારે હૈદ્રાબાદે તો સ્વતંત્ર રહેવાની જાહેરાત કરી હતી. આ સંજોગોમાં અથડામણ અનિવાર્ય હતી. અથડામણનાં જોખમો પણ ઘણાં મોટાં હતાં. લાખો હિંદુઓનાં જાન ભયમાં મૂકાઈ જાય, પાકિસ્તાન સાથે પણ કદાચ અથડામણ કરવી પડે, દબાઈ ગયેલો કોમવાદ પણ ફરી જાગી ઊઠે અને અરાજક તત્વો પુનઃ માથું ઉચકે એવા ભયો હતા. હૈદ્રાબાદ સામે પોલિસ પગલું એ રિયાસતોના વિલીનીકરણના કાર્યોનું સર્વોચ્ચ શિખર ગણાય. આ શિખર પ્રમાણમાં ઘણી જ આસાનીથી સરદારે સર કર્યું હતું. જુનાગઢ અને હૈદ્રાબાદનો નામોચ્ચાર પાકિસ્તાનની ધારાસભામાં કોઈ કોઈ વાર થાય છે, તે સિવાય આ પ્રશ્ન સંપૂર્ણરીતે ઉકલી ગયો છે. એ બંને સ્થળે અત્યારે લોકશાહીનો ધ્વજ ફરકે છે.

કાશ્મીરનો સવાલ હજુ પૂરી રીતે ઉકલ્યો નથી. કાશ્મીરની સરહદ ભારત સાથે સંકળાયેલી છે તેમ પાકિસ્તાન સાથે પણ સંકળાયેલી છે. કાશ્મીરના રાજવીએ અને કાશ્મીરની મોટામાં મોટી પ્રજાકીય સંસ્થાએ ભારત સાથે જોડાણ માગ્યું, અને તે સ્વીકારવામાં આવ્યું તે પહેલાં પાકિસ્તાની ધાડાઓ તેના ઉપર આક્રમણ કરી ચૂક્યાં હતાં. ભારતની સેનાએ

અસામાન્ય વીરતા દાખવી કાશ્મીરને બચાવ્યું હતું. આજે કાશ્મીરનો સવાલ રાષ્ટ્ર સંસ્થા પાસે પડયો છે. આંતરરાષ્ટ્રીય કાનૂન પ્રમાણે કાશ્મીર ભારતનું અંગભૂત રાજ્ય છે પરંતુ તેના લગભગ ત્રીજા ભાગનો પ્રદેશ પાકિસ્તાનના કબજામાં છે. થયેલા કરાર પ્રમાણે આજે યુદ્ધબંધી પ્રવર્તે છે. આ પ્રશ્નના ઉકેલ માટે છેલ્લે ભારત અને પાકિસ્તાનના વડા પ્રધાનો મળ્યા હતા અને કંઈક આશાઓ પણ ઉભી થઈ હતી પરંતુ હજુ સુધી તેનું કશું પરિણામ આવ્યું નથી. એટલું કહી શકાય કે કાશ્મીરનો જે પ્રદેશ આજે લોકતંત્ર ભોગવતો, ભારત સાથે સંકળાયેલો છે તે પ્રદેશ ભારતથી વિખૂટો પડે એવા કોઈ સંયોગો દેખાતા નથી. કાશ્મીર અંગે આપણે જે કર્યું છે તેથી આપણા લશ્કરમાં વિશ્વાસની લાગણી પ્રગટી છે અને આપણા દેશનો બિનસાંપ્રદાયીક રાજ્યનો આદર્શ પણ ઉજ્વળ રહ્યો છે.

સાત વર્ષનું સરવૈયું જ માત્ર જોઇએ તો રાષ્ટ્રની એકતા સિદ્ધ કરવામાં આપણે સફળ થયાં છીએ. જગતમા આપણી પ્રતિષ્ઠા વધી છે વિશ્વશાંતિ સિદ્ધ કરવામાં ભારત જેટલો ફાળો અન્ય કોઈ રાષ્ટ્રે આપ્યો નથી. કોરિયામાં આપણે જે કંઈ કર્યું છે તે આપણા ગૌરવને વધારનારું છે. નેપાળના લોકતંત્ર ઉપર આપણી છાપ પડી છે. ઈન્ડોનેશિયાની સ્વતંત્રતામાં આપણો હિસ્સો છે. એશિયા ને આફ્રિકાનાં નબળાં રાષ્ટ્રો હમેશા આપણી સહાયની અપેક્ષા રાખે છે. ભારત તટસ્થ હોવાને કારણે તે રશિયા ને અમેરિકા સાથે સંપૂર્ણ રીતે એકરૂપ થઇ શકતું નથી. કોઈવાર તેમની શંકાનો ભોગ બનવું પડે છે અને રોષ પણ વહોરી લેવો પડે છે. પરંતુ આટલા સમયના અનુભવથી તે બંને રાષ્ટ્રોને એટલી તો ખાતરી થઇ છે કે ભારતની વિદેશનીતિ સર્વાંશે સ્વતંત્ર છે. કોઇ પણ પ્રશ્ન સંબંધમાં ભારત પૂર્વગ્રહથી નિર્ણય કરતુ નથી. દરેક

પ્રશ્નનો સમતોલભાવે વિચાર કરી વિશ્વશાંતિની કસોટીથી તેને કસે છે. ભારતની આ નીતિના જનક છે ગાંધીજી અને તેનો અમલ આદર્શ રીતે કરી રહ્યા છે શ્રી નહેરુ. ભારતનું આંતરરાષ્ટ્રીય ગૌરવ વધારવામાં શ્રી નહેરુ જેટલો હિસ્સો બીજા કોઈ રાજપુરુષનો નથી. શ્રી નહેરુ દુનિયાના કે એશિયાના નેતા બનવા ઈચ્છતા નથી, પરંતુ દુનિયાના રાજપુરુષોએ તેમની એશિયાના અગ્રણી તરીકે લગભગ સ્વીકારી લીધા છે. એક ચીનને બાદ કરતાં, બીજા દેશો કટોકટી વખતે શ્રી નહેરુને યાદ કરે છે અને માર્ગદર્શન પણ મેળવે છે. ભારતે પોતાના પડોશીઓ સાથે સારો સંબંધ રાખવાના ભરપૂર પ્રયાસો કર્યા છે પરંતુ ગુલામી કાળ દરમ્યાન જે સમસ્યાઓ ઉભી થઇ છે તેનો ઉકેલ હજી આવ્યો નથી. સિલોન સાથે ભારતીય જનોના નાગરિકત્વ અંગે પ્રાથમિક સમાધાન થયું છે. બ્રહ્મદેશ સાથે સારો સંબંધ ગણાય. નેપાળ તો ભારતની અસર નીચે વિકસી રહ્યું છે. ચીન સાથે પ્રમાણમાં ઘણા સારા સંબંધો છે. તિબેટના સવાલે ગૂંચ ઉભી કરી છે, પરંતુ તેના ઉકેલ માટે અવશ્ય આશા રાખી શકાય. માઠા સંબંધો કેવળ પાકિસ્તાન સાથે જ છે અને તે ઘણા ઉગ્ર છે. આ બાબતમાં અત્યાર સુધીના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. ભારત અને પાકિસ્તાન વચ્ચે મીઠા સંબંધો સ્થાપાય અને અમેરિકા, કેનેડા જેવી કોઈ પ્રણાલિકા ઉભી થાય તો જગતના રાજકારણ ઉપર આપણે આજના કરતાં યે વધુ પ્રભાવ પાડી શકીએ અને શાંતિની દિશામાં પણ સારી પ્રગતિ થાય પરંતુ તે માટે આશા ઉપજે એવું કંઈ દેખાતું નથી.

આપણે સ્વતંત્ર થયા ત્યારે બંધારણસભા અસ્તિત્વમાં હતી પરંતુ મુસ્લિમ લીગના અને બ્રિટિશ સરકારના વલણને કારણે તેની કાર્યવાહી યોગ્ય રીતે ચાલતી નહોતી. એ પછી તેમાં વેગ આવ્યો, સ્પષ્ટ દૃષ્ટિ આવી અને આપણે ઘણી ત્વરાથી

બંધારણના ઘડતરકાર્યમાં લાગી ગયાં. આપણને બ્રિટિશ સત્તા તરફથી પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિનો વારસો મળ્યો હતો. આપણા નેતાઓ તે પદ્ધતિ નીચે ઉછર્યા હતા એમ પણ કહી શકાય. સત્તાનો પલટો શાંતિપૂર્વક આવ્યો હતો. આ બધા તત્ત્વોએ આપણા બંધારણ ઉપર અસર કરી છે. પ્રમાણમાં ઘણી ત્વરાથી અને દુનિયાના બીજા લોકશાહી દેશોના બંધારણના સારા તત્ત્વો લઈને આપણે બંધારણ ઘડ્યું છે. નવા બંધારણ અનુસાર ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે આપણે, આપણા દેશને સાર્વભૌમ પ્રજાસત્તાક તરીકે જાહેર કર્યું છે. બંધારણ અમલમાં આવતાં, બ્રિટિશ તાજ સાથેના આપણા સંબંધોનો અંત આવ્યો, પરંતુ બ્રિટન અને બીજા દેશોનો જે રાષ્ટ્રસમુહ રચાયો છે તેમાંથી આપણે મુક્ત ન થયા. આની પાછળ પણ વિશ્વશાંતિની દૃષ્ટિ જ રહેલી છે.

બંધારણ પછીનું આપણું મોટું પગલું રાષ્ટ્રવ્યાપી સામાન્ય ચૂંટણીનું હતુ. જગતના ઈતિહાસમાં આવી વિશાળ પાયા પરની ચૂંટણી કદી થઈ નથી. સત્તર કરોડ મતદારોએ આ ચૂંટણીમાં ભાગ લઈને રાજ્યો ને કેન્દ્રના વિધાનગૃહો રચવાના હતા. આપણા દેશના કરોડો લોકો માટે આ નવો અનુભવ હતો. તેઓ નિરક્ષર અને ચૂંટણીના કાર્યથી પ્રમાણમાં અજ્ઞાત હોવા છતાં અત્યંત સંતોષજનક રીતે આપણે આ કાર્ય પાર પાડી શકયા. દુનિયાના સઘળી લોકશાહી દેશો આપણી ચૂંટણીનું અવલોકન કરી રહ્યા હતા. લગભગ સૌએ મુક્ત કંઠે સ્વીકાર્યું, કે ભારતની આ પહેલી જ પુખ્તવયના મતાધિકાર સાથેની ચૂંટણી સર્વાંશે સફળ રીતે પાર પડી છે. ચૂંટણીના પરિણામોની ચર્ચા અહીં અપ્રસ્તુત છે. લોકોએ અજબ ઉત્સાહ અને સમજણ દાખવ્યાં. રાજકીય પક્ષો મુક્ત રીતે પોતાના મતનો પ્રચાર કરી શકયા. આસામ અને હિમાચલ જેવા

પહાડી પ્રદેશો અને મધ્યપ્રદેશના જંગલોથી માંડીને મુંબઇ, કલકત્તા જેવી મહાનગરીઓમાં બહુ વ્યવસ્થિત રીતે ચૂંટણીનું કાર્ય પાર પડ્યું.

કોઇ પણ દેશ સ્વતંત્ર થાય ત્યારે તેનું સર્વ પ્રથમ કર્તવ્ય સ્વતંત્રતાને સલામત રાખવાનું હોય. એ માટે આવશ્યક રાષ્ટ્રીય સંગઠન, સંરક્ષણના સાધનો, અરાજક તત્ત્વોનું દમન વગેરે કરવાં જોઇએ. આ દિશામાં આપણે સારી પ્રગતિ કરી. આપણું લશ્કરી બળ આ સાત વર્ષ દરમ્યાન ઠીક પ્રમાણમાં વધ્યું છે. અદ્યતન સાધનો ઉમેરાયાં છે. નૌકા અને હવાઈ કાફલો ધીમે ધીમે રચાતો જાય છે, નાનાં હથિયારોનાં કારખાનાં દેશમાં ઊભાં થયાં છે. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓ પણ વધતી જાય છે.

રાષ્ટ્રની સલામતી પછી બીજું પગલું હમેશાં આર્થિક સલામતીનું હોવું જોઇએ. આપણા દેશની જે હાલત હતી તેમાં આર્થિક વિકાસ સાધવાનું કાર્ય અતિ કઠિન હતું. બસો વર્ષની ગુલામી દરમ્યાન આપણે ચૂસાઇ ગયા. બીજા વિશ્વયુદ્ધે નફાખોરી અને કાળાબજાર ઠીક પ્રમાણમાં વિકસાવ્યાં હતા. વિદેશી રાજસત્તા નીચે રાષ્ટ્રના આર્થિક વિકાસની સ્પષ્ટ દૃષ્ટિ આપણે મેળવી શકયા નહોતા. સ્વતંત્રતાની સાથે જ અનેક કઠિન કોયડાઓ ઊભા થયા હતા. આ પૂર્વ ભૂમિકા લક્ષ્યમાં લઇએ તો જ આ સાત વર્ષના આર્થિક વિકાસની ખામીને આપણે નિભાવી લઇ શકીએ. આપણા નેતાઓના ધ્યાનબહાર આ વસ્તુ રહી નથી. એમણે પ્રયાસો પણ ઘણા કર્યા છે. કેટલાંક ક્ષેત્રોમાં ગણનાપાત્ર પ્રગતિ પણ થઇ છે. પંચવર્ષીય યોજના એ આપણા દેશનો મહાન પુરુષાર્થ છે. અનાજની બાબતમાં સ્વાવલંબી બનવા સુધી આપણે પહોંચ્યાં છીએ અને વિવિધ ઉદ્યોગોનું ઉત્પાદન પણ વધ્યું છે. વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં થવા લાગ્યો છે. દેશનું નાણાંતંત્ર કઠી જોખ-

માયું નથી, પરંતુ સમગ્ર રીતે વિચાર કરતાં આપણે જેટલો પંથ કાપ્યો છે તે કરતાં ઘણો લાંબો અને વિકટ પંથ હજી કાપવાનો છે. માનવીની પ્રાથમિક જરૂરિયાતો અન્ન, વસ્ત્ર અને આશ્રય આપણા દેશના કરોડો લોકોને પ્રાપ્ત થયા નથી. ગ્રામપ્રદેશમાં કરોડો માણસો જમીનવિહોણા અને બેકાર છે; શહેરોમાં બેકાર શિક્ષિતો ઉભરાઈ રહ્યા છે. આપણી આ સમસ્યા જ્યાં સુધી ઉકલે નહિ ત્યાં સુધી સ્વતંત્રતાનો આંતરિક અનુભવ આપણે મેળવી શકીએ નહિ. આપણી અનેક સફળતાઓની સામે આ નિષ્ફળતા એટલી ગંભીર ને મોટી છે કે ઘણીવાર સફળતા ઝાંખી લાગે છે.

આ સાત વર્ષ દરમ્યાન અનેક રાષ્ટ્રભક્તો ને રાષ્ટ્રસેવકોને આપણે ગૂમાવ્યા છે. પરંતુ જેને આપણે હજારો વર્ષો સુધી નહિ ભૂલી શકીએ એવી ખોટ તો આપણા રાષ્ટ્રપિતાની છે. જે સંયોગોમાં એમનું મૃત્યુ થયું તે પણ આપણા મસ્તકને શરમથી ઝૂકાવી દે છે જે સંસ્કૃતિનું આપણે ગૌરવ કરીએ છીએ તે સંસ્કૃતિ માટે એ પ્રસંગ લાંછનરૂપ છે. આપણી નૌકાને તોફાની મધસાગરેથી જેમણે કિનારા સુધી પહોંચાડી તે નાવિકનું દિલ સ્વાતંત્ર્ય મળ્યા પછી ભાંગી ગયું હતું. એમનો જીવનરસ સૂકાઈ ગયો હતો. એમ છતાં એમના દિલમાં આશા અને શ્રદ્ધાની એવી જ્યોત ઝળકતી હતી, કે ભારત અને પાકિસ્તાનને રાજકીય રીતે નહિ પરંતુ માનવીય રીતે તેઓ એક કરી શકે. દિલ્હીની આગ ઠારીને તેઓ કરાંચી જ જવાના હતા, પરંતુ આપણા દુર્ભાગ્યે આપણે એમને સાચવી શક્યા નહિ. એમના જતાં આ દેશ પર અંધકાર છવાયો હતો પણ તેઓ એક મહાજ્યોતિ જેવા હતા એટલે એનો સ્પર્શ પામીને જે દીવાઓ પ્રગટયા તે આપણા માર્ગને અજવાળતા રહ્યા.

બીજું મૃત્યુ સરદાર વલ્લભભાઈનું યાદ આવે છે. સ્વાતંત્ર્યયુદ્ધના એ મહાન સેનાની હતા. એમનો એ રીતે વિચાર

કરીએ તો તો એમ જ લાગે, કે એક સૈનિક અને સેનાની તરીકે એમની શક્તિઓ ખીલેલી; પરંતુ દેશ સ્વતંત્ર થયો તે ક્ષણથી એમની શક્તિઓએ જુદું જ રૂપ ધારણ કરેલું હતું. રાષ્ટ્રની એકતા અને સલામતી માટે એમણે જે કર્યું છે તે ભારતવર્ષ કદી ભૂલી શકશે નહિ. રાજકારણમાં બીજાને દોરવાની અને સમજાવવાની જે કળા જોઈએ તે એમનામાં અદ્‌ભૂત રીતે વિકસી હતી. તેઓ કુશળ વહિવટકર્તા હતા.

સ્વાતંત્ર્યના સાતમા વર્ષે આપણી સામે જે કઠિન પ્રશ્નો જવાબ માગતા ઊભા છે તેમાં આર્થિક સવાલને સર્વપ્રથમ ગણવો જોઈએ. આપણા દેશના કરોડો લોકો ગામડામાં વસે છે અને જમીન ઉપર નિર્વાહ કરે છે; પરંતુ તે સવાલ હજી ઉકલ્યો નથી. કેટલાંક રાજ્યોએ જમીનદારી નાબૂદ કરવાનાં પગલાં લીધાં છે અને ખેડૂતોને હક્કો આપ્યા છે, પરંતુ તે શરૂઆત જેવું લાગે છે. ગાંધીતત્ત્વજ્ઞાનના વારસદાર આચાર્ય વિનોબાએ ભૂમિદાનનું આંદોલન શરૂ કરીને એક નવી દિશા ઉઘાડી છે જેથી આશાનો સંચાર પણ થયો છે. પરંતુ એ ક્ષેત્રે પણ હજી ઘણું કરવાનું બાકી છે. પાકિસ્તાન સાથેના સંબંધો, કાશ્મીરની સમસ્યા આપણી કસોટી કરનારી છે. સ્વાતંત્ર્ય પછી તરત જ રાજ્યોની પુનર્ઘટનાનો પ્રશ્ન ઉગ્ર બની રહ્યો છે. આ સંબંધમાં દેશમાં જે ઝનૂન પ્રવર્તી રહ્યું છે તે નિરર્થક અને ભયકારક છે. આજને તબક્કે રાજ્યોની રચનામાં પરિવર્તન આણવાનું ઈષ્ટ હોય કે અનિષ્ટ; પરંતુ તેને આપણે ચોભાવી શકીએ તેમ નથી. એક અનિવાર્ય અનિષ્ટ તરીકે પણ તેનો સ્વીકાર આપણે કરવો જ પડશે. રાષ્ટ્રીય એકતા જોખમાય નહિ, ભાષાવાદ ઝનૂની બને નહિ, ભિન્નભિન્ન પ્રદેશના લોકો વચ્ચે કટુતા ફેલાય નહિ, કોઈ પણ કારણે દેશ નિર્બળ થાય નહિ એ રીતે આ પ્રશ્ન ઉકેલવાનો છે. દેશની સામે એક નાનો છતાં ગંભીર બીજો સવાલ પણ છે.

અંગ્રેજોના જવાથી આ વિશાળ મુલક આઝાદ થયો. પરંતુ ફ્રાંસ અને પોર્ટુગલના નાનકડાં થાણાંઓ હજુ આ ધરતી પર રહ્યાં છે. આપણે એ પ્રદેશની પ્રજાને જ્યાં સુધી મુક્ત કરીએ નહિ ત્યાં સુધી આપણી સ્વતંત્રતા અધૂરી છે. આપણે શાંતિને વરેલા છીએ. ફ્રાંસ તથા પોર્ટુગલ આ થાણાંઓમાંથી હટી જવાનો ભારપૂર્વક ઇન્કાર કરે છે. આ સંયોગોમાં આપણે શું કરીશું એ કહેવું મુશ્કેલ છે. આપણા વડા પ્રધાન ફરી ફરીને જાહેર કરે છે કે આ પ્રદેશો મુક્ત કર્યા વિના તેઓ જંપવાના નથી. આ ઉપરથી એવી આશા રાખી શકાય કે વિશ્વશાંતિના આદર્શને હાનિ પહોંચાડયા વિના આ સવાલનો ઉકેલ આપણે શોધી શકીશું.

આજની દુનિયામાં કોઈ દેશ વાંશે નિરાળો રહી શકે નહિ. ભારત તો મોટો દેશ છે. ાયા ને યુરોપની વચ્ચે એ વિશિષ્ટ ભૌગોલિક સ્થાન ધરાવે વિશ્વરાજકારણમાં એણે ઝૂકાવી દીધું છે એટલે માનવજાતના ાંગ્યે જો ત્રીજુ વિશ્વ-યુદ્ધ થાય તો તેનો વિચાર પણ કરવાનો રહે છે. આપણે એક બાજુ શાતિ માટે પ્રયાસો કરીએ છીએ અને બીજી બાજુ આપણી સ્વતંત્રતા ને તટસ્થતા જાળવવાનાં સાધનો પણ ઊભાં કરીએ છીએ. ત્રીજું વિશ્વયુદ્ધ આવી જ પડે તો ભારત શું કરે તેની કલ્પના કરવાનો કોઇ અર્થ નથી. પરંતુ એટલું ચોક્કસ છે કે આપણા લોકનેતાઓ ને રાજકર્તાઓ આ વિશે પૂરેપૂરા જાગૃત છે.

આપણી સામે જે સમસ્યાઓ છે તે અતિ કઠિન છે, પરંતુ સાત વર્ષની આપણી સાધના પણ શ્રદ્ધા પ્રેરનારી છે. આપણી નજર જો દેશ ઉપર જ રહે અને કટોકટીના સવાલોમા અંગત સ્વાર્થ–હિતને જ નહિ પરંતુ પક્ષ અને વર્ગના હિતને પણ જો આપણે ભૂલી શકીએ, તો આ સમસ્યાઓમાંથી આપણે સફળ રીતે બહાર નીકળી શકીએ તેમ છીએ એ વાતમાં શંકા નથી.

# ૫. વસતી અને વિસ્તાર

## વિસ્તાર

ભારતવર્ષ એવો શબ્દોચ્ચાર કરતાં આપણી આંખ સામે છેક તિબેટ અને હિમાલયના ઉત્તુંગ શિખરોથી લંકા સુધી અને સિંધથી બ્રહ્મદેશ સુધીનું એક અખંડ અને રમ્ય ચિત્ર ખડું થાય, પરંતુ કોઈ પણ રાષ્ટ્ર અંતે તો રાજકીય સીમાઓમાં જ મર્યાદિત બને છે એટલે ભારત સંઘનો વિચાર કરતાં આજનો નકશો જ આપણે નજર સામે રાખવો જોઈએ. હજારો વર્ષોથી ભારતનો રાજકીય નકશો બદલાતો રહ્યો છે. સમગ્ર ભારતવર્ષ ઉપર એકચક્રી રાજ્ય તો કદાચ ક્યારેય સ્થપાયું નથી છતાં સાંસ્કૃતિક એકતા મહદ્ અંશે જળવાઈ રહી છે. ભારતસંઘનો આજનો વિસ્તાર અને તેની વસ્તીનું પ્રમાણ ભૂતકાળનાં કોઇ પણ ભારતીય શાસન કરતાં વિશેષ છે. બ્રિટિશ રાજઅમલમાં વિસ્તાર અને વસતી વધુ હતાં, પરતુ ત્યારે રિયાસતોને કારણે રાજકીય એકતા સંપૂર્ણ નહોતી. એ પહેલાં મહત્ત્વનાં શાસનકાળ દરમિયાનનો રાજ્યવિસ્તાર અન્યત્ર આપેલા નકશાઓ ઉપરથી જાણી શકાશે.

ભારતસંઘનું આજનું જે ચિત્ર દોરાયું છે તેમાં થોડીક અનિશ્ચિતતા છે. કાશ્મીરનો જેમ આપણે આપણા નકશામાં સમાવેશ કરીએ છીએ તેમ પાકિસ્તાન પણ કરે છે. કાનૂની દૃષ્ટિએ આખું કાશ્મીર ભારતસંઘનો જ એક ભાગ છે. હકૂમતની દૃષ્ટિએ યુદ્ધબંધીની રેખાની બીજી બાજુનો પ્રદેશ પાકિસ્તાનના કબજામાં છે. ત્યાં કહેવાતી આઝાદ કાશ્મીર સરકાર પણ છે, જો કે તેનો કોઈએ કાનૂની સ્વીકાર કર્યો નથી. કાશ્મીરનું ભારત સાથેનું જોડાણ અચૂક રહેશે અને આજે જેટલા પ્રદેશ ઉપર આપણી હકુમત છે તેટલા પ્રદેશમાં કશો ફેરફાર થશે નહિ એવી આશા રાખી શકાય એમ છે છતાં કાશ્મીર વિષેની અનિશ્ચિતતા આપણે સ્વીકારવી જોઈએ. બીજી અનિશ્ચિતતા પોર્ટુગલ હકુમત નીચેના દીવ, દમણ અને ગોવા અને ફ્રાંસની સત્તા નીચેના પોંડીચરી, માહે, કારીકલ અને યનામના પ્રદેશની છે. ભારતના વિશાળ નકશામાં આ પ્રદેશો નાનાં ટપકાંઓ જેવાં છે પણ રાજકીય અને યુદ્ધાત્મક દૃષ્ટિએ તેનું મહત્ત્વ છે. આ પ્રદેશની પ્રજા ભારત સંઘ સાથે એકરૂપ થવા ચાહે છે અને ભારત સરકારનો પણ એ દૃઢ સંકલ્પ છે એટલે વહેલેમોડે એ પ્રદેશો રાજકીય રીતે પણ ભારતનાં અંગભૂત બની જશે.

ભારતની ઉત્તર સરહદે તિબેટ ચીનની હકૂમત નીચે છે. નેપાળ આપણી સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવતું હોવા છતાં પૂર્ણ સ્વતંત્ર રાષ્ટ્ર છે. ભૂતાનની સ્વતંત્રતા વિદેશી સંબંધો પૂરતી મર્યાદિત છે. ભારત અને ભૂતાન વચ્ચેના

કરાર અનુસાર વિદેશો સાથેના સંબંધોનો અધિકાર ભારતના હાથમાં છે. .સિક્કિમની સ્વતંત્રતા એથી વધુ પ્રમાણમાં મર્યાદિત છે. એ ભારતનું રક્ષિત રાજ્ય છે. આંતરિક બાબતમાં એ સ્વતંત્ર છે. ભારતની સરહદ સાથે સંકળાયેલા બીજા દેશો ભારત જેવું જ સાર્વભૌમત્વ ભોગવે છે. રાજકીય દૃષ્ટિએ ભારતસંઘના ૨૯ એકમો છે તે બધાંનો સંયુક્ત વિસ્તાર ૧૩,૬૯,૬૪૦ ચોરસ માઈલ છે. આમાં કાશ્મીર અને આંદામાન–નિકોબારના ટાપુઓનો પણ સમાવેશ થઈ જાય છે. ભારતની જમીનની સરહદ ૮૨૦૦ માઈલ છે, સાગર કિનારો લગભગ ૩૫૦૦ માઈલ છે. પૂર્વ અને પશ્ચિમની લંબાઈ ૧૭૦૦ માઈલ અને ઉત્તર-દક્ષિણની લંબાઈ ૨૦૦૦ માઈલ છે. દુનિયાનું કુલ ક્ષેત્રફળ ૩૨૫૧ કરોડ એકર છે, જ્યારે ભારતનું ક્ષેત્રફળ ૮૧ કરોડ એકર છે વિસ્તારની દૃષ્ટિએ જગતના દેશોની સરખામણીમાં તેનું સ્થાન સાતમું છે. સોવિયેટ સંઘનો એ સાતમો ભાગ છે, અમેરિકાનો ત્રીજો, જ્યારે બ્રિટન કરતાં ભારતનો વિસ્તાર તેર ગણો છે ને જાપાન કરતાં આઠ ગણો છે. આવો આપણો દેશ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સમતુલા રાખતો હોય એવું ભૌગોલિક સ્થાન ધરાવે છે. એની ઉત્તરે હિમાલયની પર્વતમાળા અને ત્રણ બાજુએ સાગર ઘૂઘવે છે. એની સરહદો પાકિસ્તાન, ચીન, તિબેટ સાથે સંકળાયેલી છે અને રશિયા અફઘાનીસ્તાન, લંકા તેની 'નજીકમાં જ છે. ભારત જાણે જગતનાં જ સર્વ તત્ત્વોનું પ્રતિનિધિત્વ ધરાવતું હોય તેમ ઋતુઓની અને પ્રદેશોની વિવિધતા ધરાવે છે.

## વસતી

ભારતસંઘની કુલ વસ્તી ૧૯૫૧ની વસતી ગણુતરી પ્રમાણે ૩૫,૬૮,૯૯,૩૯૪ એટલે કે લગભગ ૩૬ કરોડ છે. દુનિયાની કુલ વસતી ૨ અબજ ૪૦ કરોડ છે. આ રીતે દુનિયાની કુલ વસતીના લગભગ ૧૬ ટકા માનવીઓ ભારતમાં વસે છે. ભારત કરતાં વધુ વસતી ધરાવતો દેશ એક માત્ર ચીન જ છે. વિસ્તારની દૃષ્ટિએ ભારતથી ત્રણ અને સાત ગણા મોટા દેશો અમેરિકા (૧૫.૧ કરોડ) અને રશિયા (૧૯.૪ કરોડ)ની સંયુક્ત વસતી કરતા ભારતની વસતી વિશેષ છે અને યુરોપ ખંડ (૩૯. ૬ કરોડ) કરતાં થોડીક ઓછી છે. ભારતની વસતીનું પ્રમાણ આટલું મોટું અને વિસ્તારનું પ્રમાણ સરખામણીમાં નાનું હોવાને કારણે ભારતે પોતાના પ્રશ્નો પોતાની રીતે જ ઉકેલવા જોઈએ એ સ્વાભાવિક છે.

ભારતની વસતીમા છેલ્લા પચાસ વર્ષમાં આ પ્રકારે ફેરફાર થયો છેઃ

| વરસ | વસ્તી (લાખમાં) | વધારો કે ઘટાડો |
|---|---|---|
| ૧૯૦૧ | ૨૩૫૫ | — |
| ૧૯૧૧ | ૨૪૯૦ | + ૧૩૫ |
| ૧૯૨૧ | ૨૪૮૧ | – ૯ |
| ૧૯૩૧ | ૨૭૫૫ | + ૨૭૪ |
| ૧૯૪૧ | ૩૧૨૮ | + ૩૭૩ |
| ૧૯૫૧ | ૩૫૬૯ | + ૪૪૧ |

આનો અર્થ એ કે છેલ્લા ચાર વર્ષમાં આપણી

માનવસંખ્યામાં ૧૨ કરોડથી વધુ અને છેલ્લા ૩૦ વર્ષમાં લગભગ ૧૧ કરોડનો વધારો થયો. આ વસતીવધારાને ચિંતાજનક ગણવામાં આવે છે. જો વધારાનું આજ પ્રમાણ ચાલુ રહે તો ૧૯૬૧ માં આપણે ૪૦.૭૮; ૧૯૭૧ માં ૪૫.૨૭ અને ૧૯૮૧ માં ૫૧.૫૭ કરોડ થઈએ. એ તો સ્પષ્ટ છે કે વસતીનું પ્રમાણ વધી શકે, પણ જમીનનું પ્રમાણ તો જે હોય તે જ રહે. આ સંયોગોમાં એક બાજુ આપણે વસતીના વધારા ઉપર નિયમન મૂકવું જોઈએ અને બીજી બાજુ વધુમાં વધુ જમીન ખેડવા લાયક બને, તેમાંથી વધુમાં વધુ ઉત્પાદન લઈ શકાય અને અનાજનો બગાડો નહિવત્ થાય એવા પ્રયાસો કરવા જોઈએ.

### રાજ્યોનો વસતી-વિસ્તાર

રાજ્યવાર વિસ્તાર અને વસ્તી નીચે પ્રમાણે છે:

| રાજ્ય | વિસ્તાર | વસ્તી |
|---|---|---|
| આસામ | ૫૪.૦૮૪ | ૯૦,૪૩,૭૦૭ |
| બિહાર | ૭૦,૩૬૮ | ૪,૦૨,૨૫,૯૪૭ |
| મુંબઈ | ૧.૧૫.૫૭૦ | ૩,૫૯.૫૬.૧૫૦ |
| મધ્ય પ્રદેશ | ૧,૩૦,૩૨૩ | ૨,૬૨,૪૭,૫૩૩ |
| મદ્રાસ | ૬૦,૩૩૯ | ૩.૬૬.૭૨,૦૦૨ |
| આંધ્ર | ૬૩,૬૦૮ | ૨,૫૦,૮૦,૦૦૦ |
| ઓરિસા | ૫૯,૮૬૯ | ૧,૪૬,૪૫,૯૪૬ |
| પંજાબ | ૩૭,૪૨૮ | ૧,૨૬,૪૧.૨૦૫ |
| ઉત્તર પ્રદેશ | ૧.૧૨.૫૨૩ | ૬.૩૨.૧૫.૭૪૨ |
| પ. બંગાળ | ૨૯.૪૭૯ | ૨.૪૮.૧૦.૩૦૮ |
| હૈદ્રાબાદ | ૮૨,૩૧૩ | ૧.૮૬.૫૫.૧૦૮ |

| | | |
|---|---|---|
| જમ્મુ–કાશ્મીર | ૮૨,૨૫૮ | ૪૪,૧૦,૦૦૦ |
| મધ્ય ભારત | ૪૬,૭૧૦ | ૭૯,૫૪,૧૫૪ |
| મ્હૈસુર | ૩૩,૩૧૦ | ૭૮,૩૯,૦૦૦ |
| પેપ્સુ | ૧૦,૦૯૯ | ૩૪,૯૩,૬૮૫ |
| રાજસ્થાન | ૧,૨૮,૪૨૪ | ૧,૫૨,૯૦,૭૯૭ |
| સૌરાષ્ટ્ર | ૨૧,૦૬૨ | ૪૧,૩૭,૩૫૯ |
| ત્રાવણકોર–કોચિન | ૯,૧૫૫ | ૯૨,૮૦,૪૨૫ |
| અજમેર | ૨,૪૨૫ | ૬,૯૩,૩૭૨ |
| ભોપાલ | ૬,૯૨૧ | ૮,૩૬,૪૭૪ |
| કુર્ગ | ૧,૫૯૩ | ૨,૨૯,૪૦૫ |
| બિલાસપુર | ૪૫૩ | ૧,૨૬,૦૯૯ |
| દિલ્હી | ૫૭૮ | ૧૭ ૪૪,૦૭૨ |
| હિમાચલ પ્રદેશ | ૧૦,૬૦૦ | ૯,૮૩,૩૬૭ |
| કચ્છ | ૮,૪૬૧ | ૫,૬૭,૬૦૬ |
| મણિપુર | ૮,૬૨૦ | ૫,૭૭,૬૩૫ |
| ત્રિપુરા | ૪,૦૪૯ | ૬,૩૯,૦૨૯ |
| વિંધ્ય પ્રદેશ | ૨૪ ૬૦૦ | ૩૫,૭૪,૬૯૦ |
| આંદામાન નિકોબાર ટાપુઓ | ૩,૧૪૩ | ૩૦,૯૭૧ |
| સિક્કિમ | ૨,૭૪૫ | ૧,૩૭,૭૨૫ |

૧૯૫૧ની વસતી ગણતરી થઈ ત્યારે આંધ્રનું સર્જન નહોતું થયું. મદ્રાસ રાજ્યમાંથી તેલુગુભાષી જિલ્લાઓ આંધ્રમાં ગયા અને બેલારી જિલ્લો મ્હૈસુરમાં ગયો એટલે મદ્રાસ, આંધ્ર અને મ્હૈસુરના વસતી–વિસ્તાર બદલાયાં. અહીં રજુ થયેલા આંકડાઓ તેનો હિસાબ કરીને મૂકેલા છે એટલે તે સંપૂર્ણ ન ગણાય છતાં તેમાં નજીવો જ ફેરફાર હોવાનો સંભવ છે.

## વસતીની વહેંચણી

આપણી વસતી કયા રાજ્યમાં કેટલા પ્રમાણમાં ગીચ છે અને ખેતી તથા બીજાં કામોમાં તથા ગ્રામ અને શહેર વિસ્તારમાં શી રીતે વહેંચાયેલી છે તે નીચેના આંકડાઓ ઉપરથી સમજાશે.

| રાજ્ય | ચોરસ માઈલે વસતી પ્રમાણ | ખેતીમાં ટકા | બીજા ધંધામાં ટકા | શહેરમાં ટકા | ગામડાંમાં ટકા |
|---|---|---|---|---|---|
| ઉત્તર પ્રદેશ | ૫૫૮ | ૭૪ | ૨૬ | ૧૪ | ૮૬ |
| બિહાર | ૫૭૨ | ૮૬ | ૧૪ | ૭ | ૯૩ |
| ઓરિસ્સા | ૨૪૩ | ૭૯ | ૨૧ | ૪ | ૯૬ |
| પશ્ચિમ બંગાળ | ૮૦૬ | ૫૭ | ૪૩ | ૨૪ | ૭૬ |
| આસામ | ૧૦૬ | ૭૩ | ૨૭ | ૫ | ૮૫ |
| મણિપુર | ૬૭ | ૮૩ | ૧૭ | ૧ | ૯૯ |
| ત્રિપુરા | ૧૫૮ | ૭૫ | ૨૫ | ૭ | ૯૩ |
| સિક્કિમ | ૫૦ | ૯૨ | ૮ | ૨ | ૯૮ |
| મદ્રાસ | ૪૪૬ | ૬૫ | ૩૫ | ૧૬ | ૮૪ |
| મહૈસુર | ૩૦૮ | ૭૦ | ૩૦ | ૨૪ | ૭૬ |
| ત્રાવણકોર કોચીન | ૧,૦૧૫ | ૫૫ | ૪૫ | ૧૬ | ૮૪ |
| કુર્ગ | ૧૪૫ | ૫૮ | ૪૨ | ૭ | ૯૨ |
| મુંબઈ | ૩૨૩ | ૬૧ | ૩૯ | ૩૧ | ૬૯ |
| સૌરાષ્ટ્ર | ૧૯૩ | ૪૭ | ૫૩ | ૩૪ | ૬૬ |
| કચ્છ | ૩૪ | ૪૨ | ૫૮ | ૨૦ | ૮૦ |
| મધ્ય પ્રદેશ | ૧૬૩ | ૭૬ | ૨૪ | ૧૪ | ૮૬ |
| મધ્ય ભારત | ૧૭૧ | ૭૨ | ૨૮ | ૧૮ | ૮૨ |
| હૈદ્રાબાદ | ૨૨૭ | ૬૮ | ૩૨ | ૧૯ | ૮૧ |
| ભોપાળ | ૧૨૨ | ૬૬ | ૩૪ | ૧૬ | ૮૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વિંધ્ય પ્રદેશ | ૧૫૧ | ૮૭ | ૧૩ | ૯ | ૯૧ |
| રાજસ્થાન | ૧૧૭ | ૭૧ | ૨૯ | ૧૭ | ૮૩ |
| પંજાબ | ૩૩૮ | ૬૪ | ૩૬ | ૧૯ | ૮૧ |
| પેપ્સુ | ૩૪૭ | ૭૩ | ૨૭ | ૧૯ | ૮૧ |
| અજમેર | ૨૮૭ | ૪૫ | ૫૫ | ૪૩ | ૫૭ |
| દિલ્હી | ૩,૦૧૭ | ૧૦ | ૯૦ | ૮૩ | ૧૭ |
| બિલાસપુર | ૨૭૮ | ૯૦ | ૧૦ | ૩ | ૯૭ |
| હિમાચલ પ્રદેશ | ૯૪ | ૯૩ | ૭ | ૪ | ૯૬ |
| આંદામાન-નિકો-બાર ટાપુઓ | ૧૦ | ૧૪ | ૮૬ | ૨૬ | ૭૪ |
| **ભારત** | **૩૦૩** | **૭૦** | **૩૦** | **૧૭** | **૮૩** |

## શહેર અને ગામડાં

આપણે ત્યાં કુલ ગામડાં ૫,૫૮,૦૮૯ છે અને શહેરો ૩,૦૧૮ છે. આપણા ૩૬ કરોડ લોકોમાંથી લગભગ ૩૦ કરોડ ગામડામાં વસે છે. શહેરોની વસતીનું પ્રમાણ આ રીતે ઘણું ઓછું ગણાય, પરંતુ તેનો કુલ આંકડો ૬ કરોડથી વધારે છે એટલે ફ્રાન્સ અને બ્રિટન જેવા યુરોપના મહાન રાજ્યો કરતાં પણ આપણી શહેરી વસતીનું પ્રમાણ વિશેષ છે. આપણી નવરચનામાં જેમ ગામડાંની અવગણના થઇ શકે નહિ, તેમ શહેરની પણ થઇ શકે નહિ.

શહેરો, કસ્બાઓ અને ગામડાંઓની વ્યાખ્યા દરેક રાજ્યોમાં સરખી નથી છતાં વસતીની દૃષ્ટિએ જોઇએ તો:

એક લાખથી વધુ વસતીવાળાં નગરો ૭૩, તેની કુલ વસતી ૨ કરોડ ૩૫ લાખ.

વીસ હજારથી એક લાખની વસતીવાળાં શહેરો ૪૮૪, તેની વસતી ૧ કરોડ ૮૬ લાખ.

'પાંચ હજારથી વીસ હજાર સુધીની વસતીવાળા કસ્બાઓ ૧૮૪૮, તેની વસતી ૧ કરોડ ૭૮ લાખ.

"પાંચ હજારથી સહેજ ઓછી વસતીવાળા કસ્બાઓ ૬૧૨, તેની વસતી લગભગ ૨૦ લાખ.

પાંચસોથી ચાર-પાંચ હજારની વસ્તીવાળા સ્થાનને ગામડું ગણવામાં આવ્યું છે.'

### વયની દૃષ્ટિએ

વય-ઉંમરની દૃષ્ટિએ વસતીનું પૃથક્કરણ પણ કરવામાં આવ્યું છે. જો કે વસતીગણતરી કરનારાઓનો અનુભવ એવો છે, કે કેટલાક લોકો ઉમર જાણતા નથી, કેટલાક કહેતા નથી, આમ છતાં સાધારણ રીતે નીચેનાં આંકડાઓ સત્યની નજીક ગણી શકાય, વસતીપત્રક તયાર કરનારાઓએ ખૂબ કાળજી રાખીને નીચેનો કોઠો તૈયાર કર્યો છે. આમાં ફેર હોય તો સાધારણ જ હોવા સંભવ છે.

| | વર્ષ | ટકા |
|---|---|---|
| નાનાં બાળકો. | ૦– ૪ | ૧૩.૫ |
| કન્યાઓ અને કિશોરો | ૫–૧૪ | ૨૪.૮ |
| યુવતીઓ–યુવાનો | ૧૫ ૨૪ | ૧૭.૪ |
| | ૨૫ ૩૪ | ૧૫.૬ |
| પ્રૌઢ સ્ત્રી–પુરુષો | ૩૫ ૪૪ | ૧૧.૯ |
| | ૪૫-૫૪ | ૮.૫ |
| વૃધ્ધો | ૫૫ ૬૪ | ૫.૧ |
| | ૬૫ ૭૪ | ૨.૨ |
| | ૭૫ અને ઉપર | ૧.૦ |
| | | ૧૦૦ |

યુરોપ, રશિયા અને અમેરિકા કરતા ભારતમાં નાની ઉંમરના (૧૫ વરસથી નીચે) લોકોનું પ્રમાણ ઠીકઠીક વધારે છે. જ્યારે મોટી ઉંમર (૫૫ કે તેથી ઉપર)ના લોકોનું પ્રમાણ એ દેશોમાં વધારે છે.

## વ્યવસાયની દૃષ્ટિએ

વસતીનો વિચાર કરતી વખતે સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઊઠે કે આ કરોડો લોકોમાં કેટલા કમાય છે, કેટલા ટેકા-રૂપ છે, કેટલા આશ્રિત છે. છેલ્લી વસતીગણતરીમાં આ વિષે ઊંડી તપાસ કરવામાં આવી છે. એમ ફલિત થયું છે કે તપાસમાં આવેલા ૩૫ કરોડ ૬૬ લાખ માણસોમાંથી ૨૧ કરોડ ૪૩ લાખ આશ્રિતો છે એટલે કે જેઓ કશું જ કમાતા ન હોય એવા લોકો છે. આમાં બાળકો ને વૃદ્ધો હોય એ સ્વાભાવિક છે, પરંતુ પુખ્તવયનાં સ્ત્રી-પુરુષોની સંખ્યા પણ નાનીસૂની નથી. સાધારણ કમાનારા એટલે કે જે પોતાનો સંપૂર્ણ બોજો ઉપાડવાને શક્તિમાન નથી તેમની સંખ્યા ૩ કરોડ ૭૯ લાખ છે. જ્યારે જેઓ પોતાનો અને ઓછાવત્તા પ્રમાણમાં આશ્રિતો કે અર્ધ આશ્રિતોનો બોજો પણ ઉઠાવે છે તેમની સંખ્યા ૧૦ કરોડ ૪૪ લાખ છે.

જેઓને સંપૂર્ણ સ્વાવલંબી ગણવામાં આવ્યા છે તે ૧૦ કરોડ ૪૪ લાખ નીચે પ્રમાણે વહેંચાયેલા છે.

| ખેતીમાં-લાખ | | બીજા ધંધામાં-લાખ |
|---|---|---|
| ગામડામાં | ૫૬૬ પુરુષો | ૧૪૦ |
| ,, | ૧૨૧ સ્ત્રીઓ | ૩૦ |
| શહેરમાં | ૧૯ પુરુષો | ૧૪૭ |
| ,, | ૪ સ્ત્રીઓ | ૧૭ |
| | ૭૧૦ | ૩૩૪ |

૩ કરોડ ૩૪ લાખ માણસો ખેતી સિવાયના અનેકવિધ વ્યવસાયો કરે છે. ગ્રામપ્રદેશના ૭ કરોડ ૧૦ લાખ વ્યવસાયીઓની સ્થિતિ આ પ્રમાણે છે.

૪ કરોડ ૫૭ લાખ પોતાની માલિકીની જમીન ખેડે છે.

૮૮ લાખ માલિકીની નહિ એવી જમીન ખેડે છે.

૧ કરોડ ૪૯ લાખ ઉભડ-ખેત મજુરો છે.

૧૬ લાખ માણસો જાતે ખેતી ન કરતા માલિકો વગેરે છે.

૨૧ કરોડ ૪૩ લાખ માણસો આશ્રિત છે તેમાં ૧૭ કરોડ ૩૯ લાખ ગામડાંઓમાં વસે છે અને ૪ કરોડ ૪ લાખ શહેરોમાં છે. સ્ત્રી-પુરુષની દૃષ્ટિએ જોઈએ તો—

| | | |
|---|---|---|
| ગામડામાં પુરુષો | ૬ કરોડ | ૭૪ લાખ |
| શહેરોમાં ,, | ૧ ,, | ૫૨ ,, |
| ગામડામાં સ્ત્રીઓ | ૧૦ ,, | ૬૫ ,, |
| શહેરોમાં ,, | ૨ ,, | ૫૨ ,, |

જેમને અર્ધ આશ્રિત ગણી શકાય એવા ૩ કરોડ ૭૯ લાખની વહેંચણી આ પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ગામડામાં પુરુષો | ૧ કરોડ | ૧૯ લાખ |
| શહેરમાં ,, | ૦ ,, | ૧૫ ,, |
| ગામડામાં સ્ત્રીઓ | ૨ ,, | ૩૨ ,, |
| શહેરમાં ,, | ૦ ,, | ૧૩ ,, |

આપણી કુલ વસતીના ટકાવાર જોઈએ તો ૨૯.૩ ટકા સ્વાવલંબી, ૧૦.૬ ટકા અર્ધઆશ્રિત અને ૬૦.૧ ટકા પૂર્ણઆશ્રિત છે. અર્ધઆશ્રિતોમાં કમાવાની પ્રવૃત્તિમાં મદદ કરતી સ્ત્રીઓ અને મોટી વયનાં બાળકોનો સમાવેશ થાય છે.

## પુરુષો અને સ્ત્રીઓ

આપણી કુલ વસતીમાં ૧૮ કરોડ ૩૩ લાખ પુરુષો છે અને ૧૭ કરોડ ૩૫ લાખ સ્ત્રીઓ છે. દર એક હજાર પુરુષે સ્ત્રીઓનું પ્રમાણ ૯૪૭ છે. દુનિયાની કુલ વસતીમાં આ પ્રમાણ ૯૯૨ નું છે. આપણે ત્યાંના આ પ્રમાણમાં શહેર અને ગામડામા ફેર છે. ગામડામાં સ્ત્રીઓ ૯૬૬ છે, જ્યારે શહેરોમાં ૮૬૦ છે. શહેરોમાં પુરુષો રોજી મેળવવા એકલા રહે છે તેનું આ કારણ છે. આપણા મુખ્ય દસ શહેરોમા વસતી અને હજાર પુરુષે સ્ત્રીઓનું પ્રમાણ કેટલું છે તે જોઈએઃ

| શહેર | વસતી-લાખ | સ્ત્રીઓનુ હજારે પ્રમાણ |
|---|---|---|
| ૧. બૃહદ્ કલકત્તા | ૪૫ ૭૮ | ૬૦૨ |
| ૨. બૃહદ્ મુંબઈ | ૨૮·૩૯ | ૫૯૬ |
| ૩. મદ્રાસ | ૧૪·૧૬ | ૯૨૧ |
| ૪. દિલ્હી | ૧૩·૮૪ | ૭૫૦ |

| | | |
|---|---|---|
| ૫. હૈદરાબાદ | ૧૦-૮૬ | ૯૮૯ |
| ૬. અમદાવાદ | ૭-૯૪ | ૭૬૪ |
| ૭. બેંગલોર | ૭ ૭૯ | ૮૮૩ |
| ૮. કાનપુર | ૭-૦૫ | ૬૯૯ |
| ૯. પૂના | ૫-૮૯ | ૮૩૩ |
| ૧૦. લખનૌ | ૪ ૯૭ | ૭૮૩ |
| | ૧૪૬-૬૭ | |

સમગ્ર રીતે જોતાં સ્ત્રીઓનું પ્રમાણ ઓછું છે, પરંતુ કેટલાક પ્રદેશોમાં તે વધારે પણ છે, પરંતુ તે પ્રમાણ એક હજારે ૧૦૧૩ થી ૧૦૮૦ સુધીનું જ છે.

### જન્મ મરણ

આપણે ત્યાંનો વસતીવધારો સમજવા માટે જન્મ-મરણનું પ્રમાણ જાણવા જેવું છે. ૧૯૪૧–૫૦ વચ્ચેના દશકાનો હિસાબ કાઢતાં એમ જાણવા મળ્યું છે, કે દર વર્ષે દર હજાર માણસે ૪૦ જન્મ ને ૨૭ મૃત્યુ થાય છે એટલે કે ૧૩ નો વધારો રહે છે. અમેરિકા કે બ્રિટન કરતાં આ પ્રમાણ ઘણું મોટું છે ને તફાવત પણ વધારે છે.

### શહેરોનું ખેંચાણ

હવે શહેરો અને ગામડાઓમાં વસતી વધારામાં કેવો ફેર પડયો છે તે જોઇએ :

| સાલ | ગામડામાં-લાખ | શહેરમાં-લાખ |
|---|---|---|
| ૧૯૨૧ | ૨૧૯૯ | ૨૮૨ |
| ૧૯૩૧ | ૨૪૨૦ | ૩૭૪ |
| ૧૯૪૧ | ૨૭૧૦ | ૪૩૮ |
| ૧૯૫૧ | ૨૯૫૦ | ૬૧૯ |

આ આંકડાઓ એમ દર્શાવે છે કે શહેરનો વસતીવધારો ઝડપી છે. ગામડાના લોકો શહેરોમાં આવતા જાય છે. ભારતના મુખ્ય દસ શહેરોની વસતીમાં છેલ્લા ત્રીસ વર્ષમાં લગભગ આઠ ગણો વધારો થયો છે.

આપણા દેશના આર્થિક અને સામાજિક પ્રશ્નો સમજવામાં અને તેનો ઉકેલ શોધવામાં વસતી અને વિસ્તાર વિષેનું પ્રમાણભૂત જ્ઞાન કેટલું જરૂરી છે તે આ પ્રકરણમાં દર્શાવેલી હકીકતો ઉપરથી સમજાશે.



# ૬. ભારત સંઘ

## બંધારણ

૧૯૫૦ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખથી અમલમાં આવેલા ભારતના બંધારણને ઘડતાં ૨ વર્ષ, ૧૧ મહિના ને ૧૮ દિવસ લાગ્યા હતા. બંધારણસભાની પહેલી બેઠક ૧૯૪૬ ના ડીસેમ્બરની ૯ મી તારીખે મળી હતી. ૧૧ વાર બેઠક થયા પછી ૧૯૪૯ ના નવેમ્બરની ૨૬ મીએ આ બંધારણને આખરી મંજૂરી આપવામાં આવી. ૩૦૮ સભ્યોએ બંધારણ ઘડવામાં ભાગ લીધો હતો અને એને ઘડવાનો કુલ ખર્ચ ૬૩,૯૬,૭૨૯ રૂપિયા થયો હતો. બેઠકો દરમ્યાન ૫૩૦૦૦ પ્રેક્ષકોએ સભામાં હાજરી આપી હતી.

અમેરિકાને તેનું બંધારણ ઘડતાં ફક્ત ચાર જ મહિના લાગ્યા હતા; જ્યારે કેનેડાએ ૨ વરસ પાંચ મહિના, ઓસ્ટ્રેલિયાએ ૯ વર્ષ અને દ. આફ્રિકાએ ૧ વર્ષનો સમય લીધો હતો. અમેરિકાનું બંધારણ ઘણું સંક્ષિપ્ત છે અને ૭ કલમોમાં જ તે સમાવિષ્ટ થઇ જાય છે. કેનેડાના બંધારણમાં ૧૪૭ કલમો, ઓસ્ટ્રેલિયાના બંધારણમાં ૧૨૮ અને દ. આફ્રિકાના બંધારણમાં ૧૫૩ કલમો છે.

ભારતનું બંધારણ ઘડતાં લગભગ ત્રણ વર્ષ થયાં. તેના બંધારણમાં ૩૯૫ કલમો, નવ પરિશિષ્ટો તથા ૨,૪૭૩

સુધારાઓ છે. એના પ્રકારનું તે દુનિયામાં સૌથી વધુ લાંબુ અને વિસ્તૃત બંધારણ છે. તેમાં બ્રિટનની પ્રધાનમંડળની પદ્ધતિ, અમેરિકાની રાષ્ટ્રપતિની પદ્ધતિ અને આઈરીશ ફ્રી સ્ટેટ તથા જાપાનના બંધારણના અમુક તત્ત્વોનું સુમિલન કરવામાં આવ્યું છે. હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસે ચલાવેલા રાષ્ટ્રીય આંદોલનોના મૂળભૂત સિદ્ધાંતો તથા ઉદ્દેશોએ આ બંધારણનું ચોક્કસ સ્વરૂપ રચ્યું છે.

બંધારણના આમુખમાં જ નીચેની પ્રતિજ્ઞા છેઃ

'અમે ભારતના પ્રજાજનો આથી ગંભીરતાપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ, કે ભારતનું સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય બને અને એના બધા નાગરિકોને,

૧. સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય મળે;
૨. વિચાર, વાણી, માન્યતા, ધર્મ અને પૂજાની સ્વાધીનતા રહે;
૩. દરજ્જા અને તકની સૌને સમાનતા રહે;
૪. અને એ સૌમાં એવી બંધુભાવની લાગણી વધે જેથી વ્યક્તિનું ગૌરવ અને રાષ્ટ્રની એકતા સિદ્ધ થઈ રહે.'

## નાગરિકત્વ

નવા બંધારણ પ્રમાણે,

૧. જેના માતાપિતામાંથી કોઈ પણ એક ભારતના વિસ્તારમાં જન્મ્યું હોય, ૨. બંધારણના અમલ પૂર્વેના તરતના ઓછામાં ઓછા પાંચ વરસ જે ભારતમાં રહ્યો હોય, ૩. મે, ૧૯૪૭ પછી જેણે પાકિસ્તાનમાં પોતાનો કાયમી વસવાટ ન રાખ્યો હોય અથવા ૪. સ્વેચ્છાએ જેણે કોઈ વિદેશી રાષ્ટ્રનું નાગરિકત્વ ન સ્વીકાર્યું હોય તેને ભારતનો નાગરિક ગણવામાં આવશે. ૫. કોઈનો અથવા એના માતાપિતામાંથી કે દાદાદાદીમાંથી કોઈ એકનો ભારતમાં જન્મ થયો હશે અને ભારતના બહારના પ્રદે-

શમાં તે વસવાટ કરતો હશે તો પણ, જે સ્થળે તે વસતો હોય ત્યાંના ભારતના રાજપ્રતિનિધિ સમક્ષ તેણે અરજી કરી હશે તો તેને ભારતનો નાગરિક ગણવામાં આવશે. ૬ પાકિસ્તાનમાં સ્થળાંતર કરનાર કોઈ પણ પરવાનો લઈને ભારતમાં કાયમી પુનર્વસવાટ કરવા માટે '૪૮ના જુલાઈની ૧૯ મીએ કે ત્યાર પછી પાછો ફરે એને ભારતનું નાગરિકત્વ મળશે.

આ જોગવાઈઓ છતાં નાગરિકત્વની પ્રાપ્તિ કે અંત સંબંધમાં કોઈ પણ કાયદો ઘડવાની સત્તા સંસદ પાસે રહે છે.

## મૂળભૂત અધિકારો

ભારતના નાગરિકોને નવા બંધારણ અનુસાર સમાનતાનો, સ્વાધીનતાનો, શોષણ સામે રક્ષણનો, ધાર્મિક સ્વાતંત્ર્યનો, સાંસ્કૃતિક અને કેળવણીવિષયક, મિલ્કત ધરાવવાનો તથા બંધારણીય રીતે મુશ્કેલીઓનું નિવારણ મેળવવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. સમાનતાના અધિકાર પ્રમાણે ધર્મ, જાતિ, નાત કે લિંગને કારણે રાજ્ય કોઈ પણ નાગરિક તરફ ભેદભાવ નહિ દર્શાવે. આમ છતા સ્ત્રીઓ, બાળકો અને પછાત વર્ગો માટે ખાસ જોગવાઈ કરવાનો રાજ્યને અધિકાર રહે છે. બંધારણ હેઠળ રાજ્યની કોઈ પણ નિમણૂક કે નોકરીની બાબતમાં દરેક નાગરિકને સરખી તક આપવામાં આવશે. અસ્પૃશ્યતા રદ કરવામાં આવી છે, લશ્કરી સેવા કે વિદ્વતાદર્શક સિવાયના ઇલકાબો કાઢી નાખવામાં આવ્યા છે.

આ ઉપરાંત ભારતના નાગરિકોને વાણીસ્વાતંત્ર્યના, હથિયારો વગર શાંતિથી એકઠા મળવાના, સંઘ રચવાના,

ભારતમાં મુક્ત રીતે ફરવાના, ભારતમાં ગમે તે સ્થળે વસવાટ કરવાના, મિલકત મેળવવાના, ધરાવવાના, તેનો નિકાલ કરવાના અને કોઇ પણ ધંધો કરવાના અધિકાર મળે છે.

એમ છતાં શહેરવ્યવસ્થાના હિત ખાતર રાજ્ય પેટા કાયદા ઘડી શકે છે અને તે મૂળભૂત અધિકારોને અનુરૂપ છે કે નહિ તે વડી અદાલત નક્કી કરે છે.

ગુલામોનો વેપાર તથા વેઠની બંધી, ચૌદ વર્ષ નીચેના બાળકોને કારખાનાં કે એવી બીજી નોકરીમાં રાખવાની મનાઇ, કાનૂન અનુસાર વ્યક્તિના જાન અને સ્વાતન્ત્ર્યનું રક્ષણ, કારણ દર્શાવ્યા વગરની અટકાયત સામે રક્ષણ વગેરેની પણ જોગવાઈ કરવામાં આવી છે. આ અધિકારો ઉપરાંત, રાજ્યનીતિદર્શક કેટલાક સિદ્ધાંતો પ્રમાણે ગ્રામપંચાયતોની સ્થાપના, સમાન કામ માટે સમાન વેતન, ગ્રામોદ્યોગોનો વિકાસ, બાળકો માટે મફત તથા ફરજિયાત શિક્ષણ, ખેતી અને રાષ્ટ્રીય મહત્ત્વનાં સ્મારકોનું રક્ષણ વગેરે બાબતોની બંધારણમાં સૂચનાઓ અપાઇ છે.

## સંઘ કારોબારી અને સંઘ સંસદ

**પ્રમુખ અને તેમની ચૂંટણી :**

ભારતના એક પ્રમુખ રહેશે અને તેમની ચૂંટણી સંસદના બંને ધારાગૃહોના તથા રાજ્યોની ધારાસભાઓમાં ચૂંટાયેલા સભ્યોનું સંયુક્ત મતદાર મંડળ કરશે. તેમની પાસે સંરક્ષણ દળોની સર્વોપરિ સત્તા રહેશે. હોદ્દાસ્વીકાર પછી પાંચ વર્ષ સુધી તે પ્રમુખ તરીકે ચાલુ રહેશે અને મુદતને અંતે નવી ચૂંટણી માટે તે પુનઃ ઉમેદવારી નોંધાવી શકશે.

પ્રમુખપદની ઉમેદવારી માટેની લાયકાત માટે તે ઓછામાં ઓછી ૩૫ વરસની ઉમરનો ભારતનો નાગરિક હોવો જોઇએ અને સંસદ્ની લોકસભામાં સભ્ય તરીકે ચૂંટાવાની તેનામાં લાયકાત હોવી જોઇએ. પ્રમુખને નિમણૂક કરવાની, ધારાગૃહો બોલાવવા તેમ જ મુલત્વી રાખવાની, સજામાં ફેરફાર કરવાની વગેરે સત્તાઓ છે.

ભારતને એક ઉપપ્રમુખ પણ રહેશે. સંસદ્ના બંને ધારાગૃહો સંયુક્ત બેઠકમાં તેમની ચૂંટણી કરશે. તેમના હોદ્દાની મુદત પણ પાંચ વર્ષની જ છે અને લાયકાતો પણ પ્રમુખના જેવી જ છે. ઉપપ્રમુખ બનતાં જ તે રાજસભાનો સભાપતિ બને છે. પ્રમુખની ગેરહાજરીમાં તે પ્રમુખનું કાર્ય બજાવે છે.

### પ્રધાનમંડળ

પ્રમુખ વડાપ્રધાનની નિમણૂક કરશે અને વડા પ્રધાનની સલાહ મુજબ બીજા પ્રધાનોને નીમશે. પ્રધાનમંડળની જવાબદારી સંયુક્ત રહેશે અને તેઓ લોકસભાને જવાબદાર હશે. છ મહિના સુધી, કોઇ પણ પ્રધાન બંનેમાંથી એક ધારાગૃહનો સભ્ય ન થઇ શકે તો તે પ્રધાનપદે ચાલુ રહી શકશે નહિ. પ્રધાનમંડળ પ્રમુખને નામે કામ કરશે અને તેના તમામ નિર્ણયોની જાણ વડા પ્રધાન પ્રમુખને કરશે.

### રાજસભા

ભારત સંઘની સંસદ્માં પ્રમુખ, લોકસભા ને રાજસભાનો સમાવેશ થાય છે. રાજસભાના ૨૫૦ સભ્યોમાં

૨૩૮ રાજ્યોના પ્રતિનિધિઓ હશે અને રાષ્ટ્રની વિદ્વાન વ્યક્તિઓમાંથી બારની નિમણૂક પ્રમુખ કરશે. રાજસભા બરખાસ્ત નહિ થાય પણ એના ત્રીજા ભાગના સભ્યો, સંસદે ઘડેલા કાનૂન પ્રમાણે દર બીજા વર્ષને અંતે નિવૃત્ત થશે. ઉપપ્રમુખ રાજસભાના અધ્યક્ષ બનશે.

### લોકસભા

લોકસભાના ૫૦૦ સભ્યો રાજ્યોમાંથી સીધી રીતે ચૂંટાઈને આવશે. પુખ્ત મતાધિકારના આધારે દર પાંચ લાખની વસ્તીએ વધુમાં વધુ એક અને સાડાસાત લાખની વસ્તીએ ઓછામા ઓછો એક એ પ્રમાણે પ્રતિનિધિ ચૂંટાશે. સામાન્ય રીતે લોકસભાની મુદત પાંચ વર્ષની રહેશે. બંને ધારાગૃહો વર્ષમાં બે વાર અવશ્ય મળશે. સંઘના પ્રમુખ ધારાગૃહોને બોલાવી શકશે તેમ જ મુલતવી રાખી શકશે.

ભારતનો નાગરિક હોય, રાજસભા માટે ઓછામાં ઓછી ત્રીસ અને લોકસભા માટે ઓછામાં ઓછી ૨૫ વર્ષની ઉંમર હોય, સંસદે નક્કી કર્યા અનુસાર લાયકાત ધરાવતો હોય તેવો જ માણસ સંસદનો સભ્ય બની શકશે. લોકસભા પોતાના સભ્યોમાંથી એક અધ્યક્ષ અને એક ઉપાધ્યક્ષ ચૂંટશે. સંસદ્મા વાણીસ્વાતંત્ર્ય રહેશે; સંસદ્માં કરેલા ભાષણ માટે કોઈ સભ્ય સામે અદાલતમાં કામ ચલાવી શકાશે નહિ. નાણાંકીય ખરડાની રજૂઆત લોકસભામાં જ થશે અને તે અંગેની સર્વ સત્તા લોકસભાને અધીન રહેશે. બીજી બાબતોમાં, બંને ધારાગૃહો જે ખરડો મંજૂર કરશે તે પ્રમુખને મંજૂરી માટે મોકલી આપવામાં આવશે. લોકસભાના સભ્યની

સત્તા ને વિશેષાધિકારો સંસદે નક્કી કરેલી વ્યાખ્યા અનુસાર રહેશે. આ વ્યાખ્યાઓ સંસદ અવારનવાર રચતી રહેશે.

### ન્યાયતંત્ર

ભારતમાં એક સર્વોપરી અદાલત રહેશે. તેમાં એક વરિષ્ઠ ન્યાયામૂર્તિઓ તથા સંઘસંસદ બીજી સંખ્યા નક્કી ન કરે ત્યાં સુધી બીજા સાત ન્યાયામૂર્તિઓ રહેશે. તેમની નિમણૂક પ્રમુખ કરશે. ન્યાયામૂર્તિ ૬૫ વર્ષની ઉંમર સુધી હોદ્દો સંભાળશે. સંઘસંસદના સભ્યો બહુમતિથી ઠરાવ કરે તો જ ન્યાયામૂર્તિને પ્રમુખ દૂર કરી શકશે. સર્વોપરી અદાલતના ન્યાયામૂર્તિ તરીકે એની જ નિમણૂક થશે જે ભારતનો નાગરિક હોય અને પાંચ વરસ સુધી ન્યાયાધીશ તરીકે અથવા દસ વરસ સુધી ધારાશાસ્ત્રી તરીકે કામ કર્યું હોય. એકવાર વડી અદાલતમાં ન્યાયામૂર્તિ તરીકે કામ કર્યા પછી બીજી કોઈ પણ અદાલતમાં તે વકીલાત કરી શકશે નહિ.

સર્વોપરી અદાલતને ભારતની સરકાર અને એક અથવા વધારે રાજ્યો વચ્ચેના ઝઘડામાં ચૂકાદો આપવાના તથા બે અથવા વધુ રાજ્યો વચ્ચેના ઝગડામાં ચૂકાદો આપવાના અધિકાર છે. તદુપરાંત ભારતની કોઈ પણ વડી અદાલતના દીવાની, ફોજદારી કે અન્ય દાવાના ચૂકાદા સામે આ અદાલતમાં અપીલ થઈ શકશે.

### સંઘના ઘટકો-રાજ્યો

પ્રાંતોને હવે રાજ્યો કહેવામાં આવશે. રાજ્યોના અ, બ, અને ક એવા વર્ગો પાડવામાં આવ્યા છે. અ વર્ગના રાજ્યોમાં વહીવટી વડા તરીકે ગવર્નર રહેશે. બ વર્ગના

વડાને રાજપ્રમુખ કહેવામાં આવે છે. ક વર્ગના રાજ્યો મધ્યસ્થ સરકારની સીધી દેખરેખ નીચેના પ્રદેશો છે. રાજ્યોની હદ સંસદ્ યોગ્ય લાગે તો ફેરવી શકે છે. ગવર્નરની નિમણુક સંઘના પ્રમુખ વડા પ્રધાનની સલાહથી કરશે. ગવર્નર તેમ જ રાજપ્રમુખના, વહીવટી વડા તરીકેના અધિકારો સમાન છે. ગવર્નર તેમ જ રાજપ્રમુખ મધ્યસ્થ સંસદ્ કે રાજ્યની ધારાસભાના સભ્ય બની શકે નહિ તેમ જ બીજો કોઈ હોદ્દો સ્વીકારી શકે નહિ.

અ અને બ વર્ગના સભ્યોમાં ગવર્નર કે રાજપ્રમુખને મદદ કરવા પ્રધાનમંડળ રહેશે. તે સંયુક્ત રીતે ધારાસભાને જવાબદાર હશે. તેની નિમણુક મધ્યસ્થ સરકારના પ્રધાનમંડળની જેમ થશે. કેટલાંક રાજ્યોમાં બે અને બાકીનામાં એક ધારાગૃહ રહેશે. ઉપલા ધારાગૃહને વિધાનપરિષદ અને નીચલા ધારાગૃહને વિધાનસભા કહેવામાં આવશે. ધારાસભામાં ઓછામાં ઓછા ૬૦ ને વધુમાં વધુ ૫૦૦ સભ્યો હશે. દર ૭૫,૦૦૦ ની વસતીએ એક પ્રતિનિધિ ચૂંટાશે. ધારાસભાની મુદત પાંચ વર્ષની રહેશે.

વિધાનપરિષદની સભ્યસંખ્યા વિધાનગૃહની સભ્યસંખ્યાના ચોથા ભાગથી કદી વધારે નહિ હોય. ઓછામાં ઓછી સંખ્યા ૪૦ ની હશે. તેના અર્ધા સભ્યોને સ્થાનિક સંસ્થાના સભ્યો, વિદ્યાપીઠના સ્નાતકો અને શિક્ષકોનું બનેલું સંયુક્ત મતદાર મંડળ ચૂંટશે. એના ત્રીજા ભાગના સભ્યોને ધારાસભ્યો ચૂંટશે ને બાકીનાની ગવર્નર નિમણુક કરશે. એના ત્રીજા ભાગના સભ્યો દર બે વર્ષે નિવૃત્ત થશે.

ધારાસભા માટેનો ઉમેદવાર ભારતનો નાગરિક, ઓછામાં ઓછી ૨૫ વર્ષની ઉંમરનો અને સંસદે ઠરાવેલી લાયકાત ધરાવતો હોવો જોઈએ. ધારાસભાની બંધારણીય જોગવાઈ સંસદના જેવી જ છે.

દરેક રાજ્યમાં વડી અદાલત રહેશે. ગવર્નર તથા વરિષ્ઠ ન્યાયમૂર્તિની સલાહથી રાષ્ટ્રપ્રમુખ આ અદાલતના ન્યાયામૂર્તિઓની નિમણૂક કરશે. તેઓ ૬૦ વરસની ઉંમર સુધી હોદ્દો સંભાળી શકશે. વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિની જેમ જ તેમને તેમના હોદ્દા પરથી દૂર કરી શકાશે.

ક વર્ગના રાજ્યોનો વહીવટ પ્રમુખ વતી તેમણે નીમેલા ચીફ કમિશ્નર અથવા લેફ્ટેનંટ ગવર્નર ચલાવશે. નજીકના રાજ્યની સરકાર પણ એનો વહીવટ કરી શકશે. તેમને સ્વાતંત્ર્ય આપવાના હેતુથી સંસદ તે રાજ્યોમાં સ્થાનિક ધારાસભા, સલાહકાર મંડળ કે પ્રધાનમંડળ રચી શકશે.

### સંઘ ને રાજ્ય વચ્ચેના સંબંધો

ધારાકીય સંબંધો

સંસદ આખા ભારત કે એના કોઈ ભાગ માટે અને ધારાસભા રાજ્ય કે તેના ભાગ માટે કાનૂન ઘડી શકશે. સંઘયાદી પ્રમાણે સંસદ અને રાજ્યયાદી પ્રમાણે ધારાસભા એને કાનૂન ઘડવાની સંપૂર્ણ સત્તા છે.

વહીવટી સંબંધો

સંસદે કરેલા કાનૂનો અને રાજ્યને લાગુ પડતા હોય તેવા ચાલુ કાયદાઓનો અમલ થાય તે રીતે દરેક રાજ્યની કારોબારી સત્તાનો ઉપયોગ થશે. કેટલીક બાબતોમાં રાજ્યો

ઉપર સંઘનો અંકુશ રહેશે. રાજ્યની કારોબારી સત્તા સંઘની કારોબારી સત્તાને બાધારૂપ ન નીવડે એ રીતે ભારત સરકાર યોગ્ય લાગે તેવી સૂચનાઓ રાજ્યને આપી શકશે.

તે ઉપરાંત, રાજ્યો વચ્ચેના વિવાદ અંગે તપાસ કરવા ને સલાહ આપવા, સંઘ અને રાજ્યોનું જેમાં સમાન હિત હોય એવા વિષયોની તપાસ ને ચર્ચા ચલાવવા તથા એ વિષય અંગે ભલામણ કરવા માટે પ્રમુખ "આંતરરાજ્ય સમિતિની રચના કરી શકે છે.

સંઘયાદી

સંઘયાદીમાં સંરક્ષણ, અણુશક્તિ, વિદેશી સંબંધો, નાગરિકત્વ, રેલ્વે, રસ્તા, જળમાર્ગો, હવાઈમાર્ગો, તારટપાલ, બેંક, વીમો, વિદેશો સાથેના વ્યાપારી સંબંધો, ચલણી નાણું અને સિક્કા, ટ્રેડમાર્ક વગેરેનો સમાવેશ થાય છે.

રાજ્યયાદી

તેમાં જાહેર સલામતી, પોલિસ, ન્યાયવહીવટ, જેલ, સ્થાનિક સરકાર, જાહેર આરોગ્ય, કેળવણી, જમીન ને જંગલો, જમીનમહેસૂલ તથા વેપાર, મનોરંજન, જુગાર વગેરે પર કર અને કેટલીક અન્ય બાબતોનો સમાવેશ થાય છે.

સંયુક્તયાદી

તેમાં ફોજદારી કાયદો અને કાર્યવાહી, લગ્ન ને વિચ્છેદ, કરારો, ખાદ્યપદાર્થોમાં ભેળસેળ, મજૂર સંઘો, સામાજિક સલામતી અને સામાજિક વીમો, આર્થિક ને સામાજિક

આયોજન, ભાવનિયમન, કારખાનાં, વીજળી, વર્તમાનપત્રો, પુસ્તકો તથા છાપખાનાં વ. નો સમાવેશ થાય છે.

સંયુક્તયાદીના કોઈ પણ વિષય અંગે ધારાસભાએ ઘડેલો કાયદો સંસદે ઘડેલા કાયદાથી વિરુદ્ધ હશે તો સંસદ્‌નો કાયદો માન્ય ગણાશે. રાજ્યયાદીની કોઈ બાબત પર સંસદ્ કાયદો ઘડે, એ જાહેર હિત માટે જરૂરી છે એમ રાજસભા જાહેર કરે તો સંસદ્ કાયદો ઘડી શકશે.

યુદ્ધ કે આંતરરાષ્ટ્રીય કટોકટીમાં પ્રમુખને રાજ્યની કાર્યવાહી સત્તા અંગે ખાસ સૂચના આપવાની અને સંસદ્‌ને રાજ્યયાદીની કોઈ પણ બાબત વિષે કાયદો ઘડવાની સત્તા આપવામાં આવી છે.

## ચૂંટણીપંચ

સંસદ્ તથા તમામ રાજ્યોની ધારાસભા અને સંઘના પ્રમુખ તેમ જ ઉપપ્રમુખની ચૂંટણી અંગેની સર્વ દેખરેખ, નિદર્શન અને સંચાલન ચૂંટણીપંચને હસ્તક રહેશે. મુખ્ય ચૂંટણી નિયામકની નોકરી અંગેની શરતો અને અધિકાર મુદ્દત સર્વોપરિ અદાલતના ન્યાયમૂર્તિના જેવી જ રહેશે.

સંઘ માટે અને પ્રત્યેક રાજ્ય માટે એક જાહેર નોકરી પંચ રહેશે. સંઘના જાહેર નોકરીપંચના અધ્યક્ષ અને બીજા સભ્યોની નિમણુક પ્રમુખ કરશે; જ્યારે રાજ્યમાં એ જ નિમણુકો ગવર્નર અથવા રાજપ્રમુખ કરશે. આ પંચોનું કાર્ય ઉચ્ચ અધિકારીઓની નિમણુક કરવાનું રહેશે.

## નાણાકીય ને બીજી જોગવાઈઓ

રાજ્ય અને સંઘ વચ્ચે કરની આવકની વહેંચણી કરવા અંગે પ્રમુખને ભલામણ કરવા માટે એક નાણાંપંચની રચના થશે. કેન્દ્રમાં તથા રાજ્યોમાં તેમને મળતા નાણાં એકઠાં કરવા માટે એક સંચિતનિધિ રચાશે. સંચિતનિધિના નાણાં બંધારણમાં નક્કી થયેલા હેતુઓ માટે, તે રીતે જ આપવામાં આવશે. અણધાર્યા ખર્ચને પહોંચી વળવા માટે કેન્દ્ર અને રાજ્યોમાં સંકટનિધિ રચાશે. કેન્દ્ર અને રાજ્યોના નાણાકીય હિસાબની દેખરેખ રાખવા માટે પ્રમુખ એક સરનિધિરક્ષક અને નિયામકની નિમણુક કરશે.

ભારતના વિસ્તારમાં વ્યાપાર, વાણિજ્ય અને વ્યવહારની સ્વાતંત્રતા રહેશે, પરંતુ જાહેર હિત માટે, સંસદ કાયદો ઘડી બે રાજ્યો વચ્ચે ચાલતા અથવા ભારતના કોઈ પણ વિસ્તારમાં ચાલતા વ્યાપાર, વાણિજ્ય ને વ્યવહારની સ્વતંત્રતા પર આવશ્યક બંધન મૂકી શકશે. પરંતુ કોઈ પણ રાજ્યને બીજા રાજ્ય કરતાં વિશેષ અધિકાર નહિ આપવામાં આવે.

સંઘની સરકારી ભાષા–રાજભાષા–દેવનાગરી લિપિમાં હિંદી રહેશે; છતાં પંદર વર્ષના ગાળા સુધી અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરી શકાશે. આ સમય દરમ્યાન હિંદીના ઉત્તરોત્તર વિકાસ માટે પ્રમુખ ખાસ પંચની નિમણૂક કરી શકશે. કોઈ પણ રાજ્ય, પોતાની હદમાં વપરાતી કોઈ એક ભાષાને અથવા હિંદીને એ રાજ્યના કામકાજ માટે સ્વીકારી શકશે. બે રાજ્યો કે રાજ્યો અને સંઘ સાથેના વ્યવહારમાં સત્તાવાર નક્કી થયેલી ભાષા વપરાશે. વરિષ્ઠ અને સર્વોપરી

અદાલતના કામકાજમાં અંગ્રેજી ભાષાના ઉપયોગ માટે ખાસ જોગવાઈ કરવામાં આવી છે. બંધારણમાં સુધારો કરવાને લગતો ખરડો સંસદના કોઈ પણ ધારાગૃહમાં લાવી શકાશે. એ ખરડાને કુલ સભ્યસંખ્યાની બહુમતિ અને હાજર રહેલા સભ્યોની ઓછામાં ઓછી ⅔ બહુમતિ મળવી જોઈએ. ખરડો પસાર થાય ને પ્રમુખ તેને મંજૂરી આપે પછી જ બંધારણમાં સુધારો થઈ શકશે. આ સુધારાથી સર્વોપરી અદાલત અને વડી અદાલતો, કેન્દ્ર ને રાજ્યો વચ્ચે ધારાકીય સત્તાની વહેંચણી, સંસદમાં રાજ્યોનું પ્રતિનિધિત્વ અને બંધારણના સુધારા માટેની પદ્ધતિમાં ફેરફાર થતો હશે તો એને રાજ્યોના ધારાગૃહોમાંથી ઓછામાં ઓછાં અર્ધાં ધારાગૃહોએ ઠરાવ પસાર કરી; પ્રમુખની મંજૂરી પહેલાં એ સુધારાને માન્ય રાખ્યો હોવો જોઈએ.

## રાષ્ટ્રપ્રતીક

રાષ્ટ્રના પ્રતીક તરીકે સારનાથના અશોકસ્તંભનો શિખરભાગ પસંદ કરવામાં આવ્યો છે. એમાં ઉપરના ભાગમાં ત્રણ સિંહ છે અને નીચે પીઠિકાની તકતી પર, મધ્યમાં ધર્મચક્ર તથા તેની જમણી બાજુ બળદ અને ડાબી બાજુ ઘોડો છે. છેક ડાબે ને જમણે છેડે ધર્મચક્રની રેખાઓ છે. પ્રતીકની નીચે દેવનાગરી લિપિમાં, મુંડક ઉપનિષદ્‌માંથી લીધેલું સૂત્ર 'સત્યમેવ જયતે'- છે. એનો અર્થ છે—કેવળ સત્ય જ વિજય પામે છે. '૫૦ના જાન્યુ.ની ૨૬ મી તારીખે એનો રાષ્ટ્રપ્રતીક તરીકે સ્વીકાર કરવામાં આવ્યો હતો.

આ રાષ્ટ્રપ્રતીક આપણી પ્રાચીન સંસ્કૃતિનું પ્રતીક છે ને તેની સાથે અતિહાસિક ને આધ્યાત્મિક મૂલ્યો જોડાયેલાં છે. ઈ. સ. પૂર્વે ૨૪૨–૨૩૨ માં આ સ્થંભ ચણાયો હતો. ત્યારે અશોકનો એ રાજ્યકાળ હતો જ્યારે ભારતના પ્રતિનિધિઓ વિદેશોમાં સામ્રાજ્યના કે સત્તાના નહિ પણ પ્રેમ, શાંતિ, સંસ્કૃતિ તથા શુભેચ્છાના પ્રતિનિધિ તરીકે જતા. ભારતના પ્રાચીન વારસાને તથા સહિષ્ણુતા અને ગાંધીજીના આદર્શોને જ્વલંત રાખવાના ભારતના નિર્ધારને અનુરૂપ એવું આ પ્રતીક છે.

## રાષ્ટ્રધ્વજ

રાષ્ટ્રધ્વજમાં ત્રણ રંગના આડા પટ્ટા છે. સહુથી ઉપર કેસરી, મધ્યમાં સફેદ અને નીચે ઘેરા લીલા રંગનો પટ્ટો છે. ત્રણે પટ્ટાની પહોળાઈ સરખી છે અને ધ્વજની પહોળાઇ તથા લંબાઇનું પ્રમાણ ૨' ૩' નું છે. સફેદ પટ્ટા પર રાષ્ટ્રપ્રતીક અશોકચક્ર છે. પ્રતીકનો રંગ ઘેરોવાદળી છે અને ચક્રનો વ્યાસ સફેદ પટ્ટાની પહોળાઇ જેટલો છે. ચક્રમાં ચોવીસ આરાઓ છે.

બંધારણસભાએ ૧૯૪૭ ના જુલાઈની ૨૨ મીએ આ ધ્વજને રાષ્ટ્રધ્વજ તરીકે અપનાવ્યો હતો. '૪૭ ના ઓગસ્ટની ૧૪ મીની મધરાતે પંડિત નહેરુએ આ ધ્વજ બંધારણસભાની બેઠકને ભેટ આપ્યો હતો.

ધ્વજનું અપમાન કે અવગણના થઇ શકે નહિ તેમ જ તેને નીચો પાડી શકાય નહિ. બીજા ધ્વજ તેની સાથે

ફરકતા હોય ત્યારે તે સૌથી ઊંચે ફરકતો હોવો જોઈએ. સરઘસમાં તે સૌથી આગળ, ઊંચકનારના જમણા ખભા પર રહેવો જોઈએ. અગત્યના સરકારી મકાનો, કચેરીઓ, અદાલતો, જેલ પર ધ્વજ ફરકે છે. ખાસ પ્રસંગે તેનો ઉપયોગ થાય છે. ગવર્નર, રાજપ્રમુખ અને રાષ્ટ્રપતિને પોતાના અંગત ધ્વજ હોય છે. રાષ્ટ્રીય તહેવારો જેવો દિવસોએ રાષ્ટ્રધ્વજનો શણગાર માટે વિશિષ્ટ ઉપયોગ થઈ શકે છે. સામાન્ય વ્યવહારમાં તેનો ઉપયોગ કરી શકાય નહિ.

## રાષ્ટ્રગીત

જન ગણ મન અધિનાયક જય હે ભારત ભાગ્યવિધાતા !
પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ,
વિંધ્ય હિમાચલ જમુના ગંગા, ઉચ્છલ જલધિ તરંગ;
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જયગાથા
જનગણમંગલદાયક જય હે ભારતભાગ્યવિધાતા
જય હે ! જય હે ! જય હે !

*

વંદે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્..... ...માતરમ્
શુભ્રજ્યોત્સ્ના પુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલશોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્........માતરમ્

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના વિખ્યાત ગીત 'જનગણ-મન'ને બંધારણસભાએ ર૬ જાન્યુ. ૧૯૫૦ને દિન રાષ્ટ્રગીત તરીકે સ્વીકાર કર્યો છે. બંકિમચંદ્ર ચેટરજીના 'વંદે માતરમ્' ગીતને પણ સમાન સ્થાન આપવામાં આવ્યું છે.

## ભાષાઓ

ભારતના બંધારણમાં ૧૪ ભાષાઓને માન્ય કરવામાં આવી છે. આજની મોટા ભાગની ભાષાઓનું મૂળ પ્રાચીન સંસ્કૃત ભાષા છે. હિંદીને રાજ્યભાષા તરીકે સ્વીકારવામાં આવી છે.

| ભાષા | રાજ્ય |
|---|---|
| સંસ્કૃત | સર્વ ભાષાનું મૂળ |
| હિંદી | ઉત્તર પ્રદેશ, બિહાર, મધ્ય પ્રદેશ, ભારત, રાજસ્થાન |
| તેલુગુ | આન્ધ્ર, હૈદ્રાબાદ |
| બંગાળી | બંગાળ, બિહાર |
| મરાઠી | મુંબઇ, મધ્ય પ્રદેશ, હૈદ્રાબાદ |
| તામીલ | મદ્રાસ, ત્રાવણકોર-કોચીન |
| પંજાબી | પંજાબ, પેપ્સુ |
| ઉર્દૂ | દિલ્હી, ઉત્તર પ્રદેશ, કાશ્મીર |
| કન્નડ | મ્હૈસુર, મુંબઇ |
| ગુજરાતી | મુંબઇ, સૌરાષ્ટ્ર, કચ્છ |
| ઓરિયા | ઓરિસ્સા |
| મલયાલમ | ત્રાવણકોર-કોચીન,-મલબાર |
| આસામી | આસામ |
| કાશ્મીરી | જમ્મુ-કાશ્મીર |

## ન્યાયતંત્ર

ભારત પ્રજાસત્તાક બન્યું તે પહેલાનાં કાયદાઓ અને ન્યાયતંત્ર, અધિકારી સત્તા કે લોકસભામાં પસાર થયેલા ધારા દ્વારા બદલવામાં ન આવે, ત્યાં સુધી પૂર્વવત્ ચાલુ રહે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ વ્યવસ્થા મુજબ ન્યાયતંત્ર પ્રથમ પ્રમાણે જ કામ કરી રહ્યું છે. અદાલતનું કામકાજ ઓછું ખર્ચાળ ને વધુ વેગવાન બને એ માટે ભારત સરકાર વિચારણા ચલાવી રહી છે અને એ અંગે એક ખરડો તૈયાર કરવામાં આવ્યો છે.

સર્વોપરી અદાલતનું સ્થાન આઝાદી પહેલાંની પ્રિવી કાઉન્સિલના જેવું છે. ભારતની તમામ અદાલતોના ચુકાદા પર છેવટની સત્તા તેની પાસે હોવા ઉપરાંત, બંધારણ દ્વારા નક્કી થયેલા નાગરિકના મૂળભૂત હક્કો અંગેની બાબતોમાં એને વિશેષાધિકારો આપવામાં આવ્યા છે. તેના ફરમાનો સર્વ અદાલતોને બંધનકારક છે. તેને પોતાની કાર્યપદ્ધતિ ઘડવાની સત્તા છે. બંધારણની જોગવાઈ મુજબ બંધારણને લગતો મુકદ્દમો, પાંચ ન્યાયમૂર્તિઓની બનેલી એક ડિવિઝન બેન્ચ સાંભળશે ને મતભેદ થશે ત્યારે બહુમતીનો નિર્ણય માન્ય લેખાશે. સામાન્ય દીવાની મુકદ્દમામાં સર્વોપરી અદાલતને અપીલ કરવાની ફી રૂા. ૨૦૦૦૦ છે.

દરેક રાજ્યમાં ન્યાયવહીવટ અંગેનો અંતિમ અધિકાર વડી અદાલત પાસે રહે છે. સર્વોપરી અદાલતને વડી અદાલત પર કોઈ વહીવટી અધિકાર નથી. એમ છતાં બન્ને

વચ્ચે વહીવટી સંબંધ જાળવવા માટે વડી અદાલતના ન્યાયમૂર્તિઓની નિમણૂક કરતાં પહેલાં રાષ્ટ્રપતિ ભારતના મુખ્ય ન્યાયમૂર્તિ સાથે મંત્રણા કરે છે. રાજ્યની ધારાસભાને વડી અદાલતનું બંધારણ કે રચના બદલવાની સત્તા નથી. એ સત્તા તેમ જ ન્યાયમૂર્તિઓને બદલવાની સત્તા લોકસભા પાસે છે.

વડી અદાલતના કાર્યવિસ્તાર, ફરજ અને સત્તામાં ખાસ ફેરફાર કરવામાં આવ્યો નથી. રાજ્યની સર્વ અદાલતોના ચુકાદા પર તેની પાસે છેવટની સત્તા છે. નાની અદાલતોના કામકાજ અને પદ્ધતિ માટે તે સામાન્ય નિયમો ઘડી શકે છે.

નાની અદાલતો અને જિલ્લા અદાલતોમાં ન્યાયાધીશની નિમણૂક રાજ્યના ગર્વનર વડી અદાલતના ન્યાયમૂર્તિની સાથે વાતચીત કર્યા પછી કરે છે. જિલ્લા ન્યાયાધીશો સિવાયના ન્યાયતંત્રના બીજા કર્મચારીઓની નિમણૂક પણ રાજ્યના ગવર્નર, 'પબ્લીક સર્વિસ કમિશન' અને વડી અદાલતના સહકારથી કરે છે.

સમસ્ત દેશમાં નાની અદાલતોની સત્તા અને કાર્ય લગભગ સમાન છે. દરેક રાજ્યને જિલ્લાઓમાં વહેંચી નાખવામાં આવે છે અને એ વિભાગ અંગેની ન્યાયવિષયક સત્તા જિલ્લા ન્યાયાધીશના હાથમાં સોંપવામાં આવે છે. નાના ને સાદા મુકદ્દમાઓ 'સ્મોલ કૉઝીઝ' નામે ઓળખાતી અદાલતોમાં ચાલે છે.

મુકદ્દમા સાંભળવા ઉપરાંત દીવાની અદાલતોને વાલીપણું, લગ્ન અને વિચ્છેદ જેવી કેટલીક બાબતો અંગે સત્તા હોય છે. જમીનને ખાલસા કરવાની અને જંગલોને લગતી

સરસેનાપતિ કહેવાય છે ને એ અંગેની અંતિમ સત્તા રાષ્ટ્રપતિના હાથમાં છે.

ભાગલા વખતે આપણી પાસે તદ્દન ઓછું સૈન્ય રહ્યું હતું. સાત વર્ષમાં તેનો સારો વિકાસ થયો છે. ભૂમિદળને મદદ કરવા માટે, કટોકટીના પ્રસંગમાં તેને સહાય કરવા માટે અને આંતરિક વ્યવસ્થા જાળવવામાં સાથ દેવા માટે પ્રાદેશિક દળોની રચના કરવામાં આવી છે. નૌકાદળમાં આપણી પાસે તાલીમ માટેના કેટલાક જહાજો, સ્લૂપ્સ, ફ્રિગેટ્સ અને વિનાશિકાઓનો વધારો થયો છે. વિમાની દળે પણ ઘણી પ્રગતિ કરી છે. બેંગલોર ખાતે સ્થપાયેલાં હિંદુસ્તાન એરક્રાફ્ટ લિમિટેડથી આ પ્રગતિમાં વેગ આવ્યો છે. એ કારખાનામા તૈયાર થયેલા એક વિમાનને ઉડ્ડયન માટેની સર્વ પરીક્ષાઓમાથી પસાર કરવામા આવ્યું છે. ધારણા છે, કે થોડા જ સમયમાં તાલીમ માટેના વિમાનો માટે આપણે સ્વાવલંબી બની જઈશું.

લશ્કરી તાલીમ માટે રાષ્ટ્રીયસંરક્ષણસંસ્થા ઊભી કરવામાં આવી છે, જેના કેન્દ્રો ખડકવાસલા, પૂના અને દેહરાદૂન ખાતે છે જામનગર, લોનાવલા, કોચિન અને વિશાખાપટનમમાં નૌકાતાલીમ માટેનાં કેન્દ્રો છે. વિમાની તાલીમ માટે તેમ જ તેને અંગેના ટેકનિકલ શિક્ષણ માટે કોઇમ્બતુર, જોધપુર, અંબાલા, બેગમપેટ અને બેંગલોરમાં કેન્દ્રો રચવામાં આવ્યાં છે. આમાં કેટલાંક તદ્દન નવાં છે ને કેટલાંકની પુનર્રચના કરવામાં આવી છે.

ત્રણે વિભાગોના સહકાર માટે સંયુક્તસેવા વિભાગ

ાષ્ટ્રીયશિક્ષણસંસ્થામાં ઉમેરવામાં આવ્યો છે. આ ઉપ-રાંત સંરક્ષણ અંગે વૈજ્ઞાનિક સંશોધન માટે 'ડિફેન્સ સાયન્સ ઓર્ગેનિઝેશન' નામની સંરક્ષણ વિજ્ઞાન સંસ્થા રચવામાં આવી છે.

આ સાત વર્ષ દરમ્યાન દળોએ પોતાનું કામ બજાવવા ઉપરાંત જળરેલ, ધરતીકંપ, દુષ્કાળ જેવા સંકટના સમયે તેમ જ નિર્વાસિતોની વ્યવસ્થા માટેના વહીવટીકાર્યમાં સુંદર સહાય કરી હતી.

## મધ્યસ્થ સરકાર

ડૉ. રાજેન્દ્ર પ્રસાદ : રાષ્ટ્રપતિ
ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન : ઉપ-રાષ્ટ્રપતિ

| મુખ્ય પ્રધાનમંડળ | દફતર |
|---|---|
| ૧ જવાહરલાલ નેહરુ | વડા પ્રધાન, વિદેશ અને સંરક્ષણ |
| ૨ અબુલ કલામ આઝાદ | કેળવણી, ખનિજ, વૈજ્ઞાનિક, સંશોધન |
| ૩ જગજીવનરામ | સંદેશવ્યવહાર |
| ૪ રાજકુમારી અમૃતકોર | સ્વાસ્થ્ય |
| ૫ ચિંતામણરાવ દેશમુખ | નાણાખાતું |
| ૬ ગુલઝારીલાલ નંદા | આયોજન, નહેર અને વિજળી |
| ૭ ડૉ. કૈલાસનાથ કાટજુ | ગૃહખાતું અને રાજ્યો |
| ૮ રફી અહમદ કીડવાઈ | ખોરાક અને ખેતીવાડી |
| ૯ ટી. ટી. કૃષ્ણામાચારી | વેપાર અને ઉદ્યોગ |
| ૧૦ સી. સી. બિશ્વાસ | કાયદો અને લઘુમતી |
| ૧૧ લાલ બહાદુર શાસ્ત્રી | રેલ્વે અને વાહનવ્યવહાર |
| ૧૨ સ્વર્ણ સિંઘ | મકાન, બાંધકામ અને પુરવઠો |

બાબતોમાં, પ્રથમ વહીવટી અધિકારીઓ અથવા ટ્રિબ્યુનલ સમક્ષ કામ ચાલે છે. પણ તેમનો ચુકાદો બદલવાની દીવાની અદાલતને સત્તા હોય છે.

ફોજદારી અદાલતોના બંધારણ અને વહીવટ વ્યવસ્થિત કરવા માટે 'કોડ ઓફ ક્રિમિનલ પ્રોસીજર'માં વખતો-વખત સુધારો થતો રહે છે. જિલ્લા અદાલતની દીવાની બાબતો અંગેના ન્યાયાધીશ, ફોજદારી બાબતોમાં સેશન્સ ડિવિઝનના ન્યાયાધીશ તરીકે કામ કરે છે. કેટલીકવાર એને મદદ કરવા માટે સહાયક ન્યાયાધીશ હોય છે. તે વધારે ગંભીર પ્રકારના મુકદ્દમાઓ ચલાવે છે. એ સિવાયના મુકદ્દમાઓ જિલ્લા મેજિસ્ટ્રેટના નિયંત્રણ અને દેખરેખ હેઠળ, જુદા જુદા વર્ગના મેજિસ્ટ્રેટ સમક્ષ ચાલે છે. જ્યાં ન્યાય અને કારોબારી ખાતાં જૂદાં નથી થયાં ત્યાં જિલ્લા મેજિસ્ટ્રેટ જિલ્લા કલેક્ટર કામ કરે છે. કલેક્ટર તરીકે તે રાજ્યની કારોબારી સત્તા હેઠળ હોવાથી ઊભી થતી મુશ્કેલી નિવારવા, જિલ્લા મેજિસ્ટ્રેટ તરીકે તે વડી અદાલતના અધિકાર હેઠળ રહે એવી વ્યવસ્થા કરવામા આવી છે.

સ્વશાસનની ભાવના અને પદ્ધતિના વિકાસ માટે ગ્રામ પંચાયતોની રચના કરવામાં આવી છે. પાંચ-છ ગામડાંઓનું એક ઘટક બનાવી તેમાંથી પાંચ-છ વિશ્વાસપાત્ર માણસોની પંચાયત લોકશાહી પદ્ધતિએ રચવામાં આવે છે. નાના નાના દીવાની તથા ફોજદારી બન્ને મુકદ્દમાઓમાં તે તત્કાળ ચુકાદો આપે છે અને એના ચુકાદા સામે અતિગંભીર બાબત સિવાય અપીલ કરવાની પરવાનગી નથી.

દરેક રાજ્યમાં કારોબારી તથા ન્યાય બન્ને તંત્રને સ્વતંત્ર બનાવવા માટે પગલાંઓ યોજાઇ રહ્યાં છે. પરંતુ વ્યવસ્થા અને કાયદો જાળવવાની જે સત્તા કારોબારી તંત્ર પાસે છે તે એમ ને એમ રહે છે.

સર્વોપરી અદાલતમાં ન્યાયમૂર્તિ થવાની યોગ્યતા જેનામાં હોય એવા માણસની રાષ્ટ્રપતિ એટર્ની–જનરલ તરીકે નિમણુક કરી શકે છે. એટર્ની–જનરલનું કર્તવ્ય ભારત સરકારને ન્યાયવિષયક બાબતોમાં સલાહ આપવાનું છે. એટર્ની–જનરલની જેમ જ દરેક રાજ્યમાં એડવોકેટ જનરલ હોય છે જેની નિમણુક ગર્વનર કરે છે. તેની યોગ્યતા ને કર્તવ્ય એટર્ની–જનરલ જેવાં જ હોય છે.

## સંરક્ષણ

જે સિદ્ધાંતો પર ભારતમાં અસહકાર અને સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટે આંદોલનો થયાં તથા ભારતની નવજાગૃતિના મૂળમાં જે નૈતિક શક્તિ હતી, એને વફાદાર રહીને ભારતે કદી સામ્રાજ્ય વિસ્તારવાની કે વિજેતા બનવાની મહેચ્છા સેવી નથી. અને એટલા માટે ભારત પાસે જે સંરક્ષણદળ છે એનો ઉદ્દેશ સંરક્ષણનો જ છે. આથી આપણું સંરક્ષણ-સૈન્ય પરરાષ્ટ્રોના આક્રમણોને ખાળી શકે એવી મર્યાદામાં વિકસાવવાનો જ પ્રયાસ થયો છે.

આઝાદી પહેલાં સંરક્ષણદળના ત્રણે વિભાગો–ભૂમિદળ, નૌકાદળ ને હવાઇદળ–ના સરસેનાપતિ તરીકે એક જ વ્યક્તિની નિમણુક થતી. આજે ત્રણે વિભાગને અલગ અલગ કરી નાખવામાં આવ્યા છે. દરેકના વડા તે તે વિભાગના

| | |
|---|---|
| ૧૩ વી. વી. ગિરિ | મજૂર |
| ૧૪ કે સી રેડ્ડી | ઉત્પાદન |

પ્રધાનો

| | |
|---|---|
| ૧૫ સત્યનારાયણ સિંહા | પાર્લામેન્ટરી કામ |
| ૧૬ અજીતપ્રસાદ જૈન | પુનર્વસવાટ |
| ૧૭ મહાવીર ત્યાગી | રેવન્યુ અને ખર્ચ |
| ૧૮ ડૉ. બી. વી. કેસકર | માહિતી અને ધ્વનિવિસ્તાર |
| ૧૯ ડી. પી. કરમારકર | વ્યાપાર |
| ૨૦ ડૉ. પંજાબરાવ એસ. દેશમુખ | ખેતીવાડી |

ઉપ-પ્રધાનો

| | |
|---|---|
| ૧ એમ એન. બરગોહીન | મકાન, બાંધકામ અને પુરવઠો |
| ૨ રાજબહાદુર | સંદેશ-વ્યવહાર |
| ૩ કેશવદેવ માલવિયા | ખનિજ અને વૈજ્ઞાનિક સંશોધન |
| ૪ સુરજિતસિંઘ મજિઠિયા | સંરક્ષણ |
| ૫ બલવંત નાગેસ દાતાર | ગૃહખાતું |
| ૬ આબીદઅલી | મજૂરખાતું |
| ૭ મણિલાલ ચતુરભાઈ શાહ | નાણાખાતું |
| ૮ જગન્નાથરાવ કૃષ્ણરાવ ભોસલે | પુનર્વસવાટ |
| ૯ ઓ. વી. અલાગેસન | રેલ્વે અને વાહનવ્યવહાર |
| ૧૦ શ્રીમતિ માર્ગાથમ ચંદ્રશેખર | સ્વાસ્થ્ય |
| ૧૧ અનિલકુમાર ચંદ | વિદેશખાતું |
| ૧૨ એમ. વી. કૃષ્ણપ્પા | ખોરાક અને ખેતીવાડી |
| ૧૩ જયસુખલાલ હાથી | નહેર અને વિજળી |
| ૧૪ સતિશચંદ્ર | સંરક્ષણ |
| ૧૫ એ. સી. ગુહા | નાણાખાતું |

**પાર્લામેન્ટરી સેક્રેટરી**

| | |
|---|---|
| ૧ શ્રીમતિ લક્ષ્મી એન. મેનન | પરદેશખાતું |
| ૨ શાહનવાઝ ખાન | રેલ્વે અને વાહનવ્યવહાર |
| ૩ જોગેન્દ્રનાથ હાઝારીકા | પરદેશખાતું |
| ૪ બી. આર ભગત | નાણાખાતું |

**લોકસભા**

| | |
|---|---|
| જી. વી. માવલંકર | અધ્યક્ષ |
| એમ. અનંતશયનમ્ આયંગર | ઉપાધ્યક્ષ |

**રાજસભા**

| | |
|---|---|
| ડૉ. એસ. રાધાકૃષ્ણન | પ્રમુખ |
| એસ. વી. કૃષ્ણમૂર્તિરાવ | ઉપપ્રમુખ |



## ૭. લોકશાહીનો મહાપ્રયોગ

પ્રજાસત્તાક ભારતના બંધારણ અનુસાર પુખ્તવયનઃ મતાધિકારદ્વારા આપણે ત્યાં પહેલી સામાન્ય ચૂંટણી ૧૯૫૨ના ઓક્ટોબરથી ૧૯૫૨ના મેની વચ્ચે થઇ. એનો પ્રારંભ હિમાચલ પ્રદેશથી થયો અને એ પૂર્ણ થઇ રાષ્ટ્રપતિની ચૂંટણીદ્વારા. આ ચૂંટણીમાં મતદારો ૧૭ કરોડ ૬૦ લાખથી વિશેષ હતા અને તેમાં અર્ધોઅર્ધ સ્ત્રીઓ હતી. દુનિયાના કોઇ દેશમાં આવા વિશાળ પાયા ઉપર આજ સુધી ચૂંટણી થઇ નથી. એક માત્ર ચીન આપણાથી વસતીની દૃષ્ટિએ મોટો દેશ છે, પરંતુ ત્યાં મુક્ત ચૂંટણી માટે અવકાશ નથી. બીજા મોટી વસતીવાળા દેશોમા રશિયા અને અમેરિકા ગણાય, પરંતુ તેમની તો કુલ વસતી પણ આપણા મતદારોની સંખ્યાને પહોચી શકે એમ નથી

સામાન્ય રીતે એમ મનાય છે, કે લોકશાહી અને પુખ્તવયના મતાધિકારનો પ્રયોગ શિક્ષિત પ્રજાઓમા જ સફળ થાય. આપણે ત્યાં અશિક્ષિત ગ્રામવાસીઓ માટે સૌના દિલમાં સંશય હતો, પરતુ રાષ્ટ્રપતિએ અને એમની જેવા બીજા ગ્રામપ્રજાના માનસના જ્ઞાતાઓએ કહ્યું હતું, કે ભારતીય પ્રજાનો મોટો ભાગ અક્ષરજ્ઞાન ધરાવતો નથી અને એ દૃષ્ટિએ એ અશિક્ષિત છે, પરંતુ આ પ્રજા અજ્ઞાન નથી.

લોકશાહીના મૂળભૂત સિદ્ધાંતને અને પોતાના હિતાહિતને સહજ એવી હૈયાઉકલતથી એ સમજી શકે છે. સામાન્ય ચૂંટણીમાં મતદારોએ લીધેલા ભાગથી આ વિધાન યથાર્થ નીવડયું છે. ૧૭ કરોડ ૬૦ લાખ મતદારોમાંથી ૧૦,૫૯, ૮૭,૩૧૮ મતદારોએ ચૂંટણીમાં ભાગ લીધો એ હકીકત ગૌરવ લેવા જેવી છે. આ ચૂંટણી કેવા વિશાળ પાયા ઉપર થઇ હતી તેનો આ હકીકત ઉપરથી ખ્યાલ આવશે. આખા દેશમાં ૨ લાખ ૨૪ હજારથી વિશેષ ચૂંટણીમથકો રચવામાં આવ્યાં હતાં. લગભગ ૨૩ લાખ મતપેટીઓ હતી. આ કાર્ય માટે સરકારી અધિકારીઓ, શિક્ષકો અને બીજા જાહેર સેવકો, જેમની સંખ્યા ૫ લાખ ૬૦ હજારથી વિશેષ થતી હતી, તેમને રોકવામાં આવ્યા હતા.

ચૂંટણીના પ્રારંભે જ ધારવામા આવ્યું હતું તેમ કોંગ્રેસ પક્ષે હિંદમાં અને મોટા ભાગના રાજ્યોમાં ચોખ્ખી બહુમતિ મેળવી. ધ્યાન ખેંચાય એવી હાર કોંગ્રેસ પક્ષને મદ્રાસ, ઓરિસ્સા, ત્રાવણકોર–કોચીન અને પતિયાળા સંઘમાં મળી. ઓરિસ્સામાં તત્કાળ અમુક સ્વતંત્ર સભ્યો કોંગ્રેસમાં રીતસર જોડાયા એટલે બહુમતિ મળી ગઇ. કોંગ્રેસ પછી વધુમાં વધુ મત સમાજવાદી પક્ષે મેળવ્યા. પરંતુ મતના પ્રમાણમાં તેને બેઠકો ઘણી ઓછી મળી. એનું બળ વહેંચાઇ ગયું. બેઠકોની દૃષ્ટિએ કોંગ્રેસ પછીનું સ્થાન કેન્દ્રમાં અને રાજ્યોમાં સમગ્ર રીતે જોઇએ તો સામ્યવાદીઓને મળ્યું. અલબત્ત, એમની સંખ્યા કોંગ્રેસના પ્રમાણમાં તો અતિ અલ્પ જ હતી. કેન્દ્રમાં કોંગ્રેસે કુલ બેઠક ૩૬૨ મેળવી ત્યારે સામ્યવાદીઓને માત્ર ૨૩ મળી. રાજ્યોની

ધારાસભાઓનો સંયુક્ત આંકડો લઇએ તો કોંગ્રેસની ૨,૨૪૭ બેઠકો સામે સામ્યવાદીઓને માત્ર ૧૪૭ બેઠકો જ મળી છે.

આ ચૂંટણીમાં જેમને સ્વતંત્ર નિશાનો આપવામાં આવ્યાં એવા ૧૪ પક્ષોએ ભાગ લીધો, પરંતુ બીજા અનેક નાના પક્ષો અને સ્વતંત્ર સભ્યો તેમાં દાખલ થયા હતા. કેન્દ્રમાં નાના પક્ષોમાં ૨૯ અને સ્વતંત્ર સભ્યોમાં ૪૧ બેઠકો વહેંચાઇ. સ્વતંત્ર સભ્યોનું જો જૂથ ગણીએ તો કોંગ્રેસ પછી વધુમાં વધુ મત તેઓ લઈ ગયા છે. બીજું સ્થાન એમાં સમાજવાદી પક્ષનું આવે અને તે પક્ષનો જથ્થો નાના પક્ષોમાં વહેંચાયેલો છે. આવી જ સ્થિતિ રાજ્યોની ધારાસભાની છે. આ ચૂંટણીનું એક આશ્ચર્યકારક તત્ત્વ એ છે, કે કોંગ્રેસે બીજા કોઇ પણ પક્ષની સરખામણીમા અતિ વિશાળ સંખ્યામાં બેઠકો મેળવી છે, પરંતુ મતદાનની સંખ્યા જોઈએ તો કેન્દ્રમાં કે ધારાસભામાં સંયુક્ત રીતે તેને બહુમતિ ગણાય એટલા મતો મળ્યા નથી. કેન્દ્રમાં કુલ મતના ૪૪.૮૫ અને ધારાસભાઓમાં ૪૨ ૩૪ ટકા મતો તેને મળ્યા છે. આમ થવાનું મુખ્ય કારણ ચૂંટણીમાં અનેક પક્ષોએ અને મોટી સંખ્યામાં સ્વતંત્ર સભ્યોએ ભાગ લીધો તે જ ગણાય. આમ છતાં કોંગ્રેસની સરખામણીમાં બીજા પક્ષોને એટલા ઓછા મત મળ્યા છે, કે મતની દૃષ્ટિએ પણ રાષ્ટ્રના પ્રતિનિધિત્વના કોંગ્રેસના દાવાનો કોઇથી ઈન્કાર થઈ શકે નહિ.

ચૂંટણીનાં પરિણામો હવે વિગતવાર જોઈએ:

### રાષ્ટ્રપતિની ચૂંટણી

રાષ્ટ્રપતિની ચૂંટણીમાં કોંગ્રેસના ઉમેદવાર ડૉ. રાજેન્દ્રપ્રસાદની સામે ચાર ઉમેદવારો ઊભા રહ્યા હતા. આ ચૂંટણી ધારાસભાઓ અને કેન્દ્રના બંને ગૃહોના સભ્યો દ્વારા થઇ હતી.

કુલ ૩,૫૫૯ મતપત્રકો આપવામાં આવ્યાં હતાં તેમાંથી ૨,૯૯૬ એ પોતાની પહેલી પસંદગી ડૉ. રાજેન્દ્રપ્રસાદને આપી હતી. મતની સંખ્યા આ પ્રમાણે હતી.

| | |
|---|---|
| ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૫,૦૭,૪૦૦ |
| પ્રો. કે. ટી. શાહ | ૯૨,૮૨૭ |
| શ્રી જી. એલ. થટ્ટે | ૨,૬૭૨ |
| ચૌધરી હરિરામ | ૧,૯૫૦ |
| શ્રી કે. કે. ચેટરજી | ૫૩૩ |
| નકામા મતો | ૧૦,૫૨૭ |

આ ચૂંટણી તા. ૬ મે ૧૯૫૨ના દિવસે થઈ અને રાષ્ટ્રપતિએ ૧૩ મેના દિવસે એ પદ ગ્રહણ કર્યું. ઉપરાષ્ટ્રપતિ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન તા. ૨૬ મી એપ્રિલે બીનહરીફ ચૂંટાયા અને એમણે પણ તા. ૧૩મીએ સોગંદવિધિ કર્યો.

## નિમણૂકો

લોકસભાની કુલ સભ્ય સંખ્યા ૪૯૯ છે એટલે કે બંધારણમાં સ્વીકાર્યા કરતાં માત્ર ૧ ઓછી છે. આમાં ૧૦ સભ્યોની રાષ્ટ્રપતિ નિમણૂક કરે એટલે બાકીના ૪૮૯ સભ્યો ચૂંટાઈને આવે. આ દસ સભ્યો નીચે પ્રમાણે:

૧ આસામની પહાડી જાતિ
૧ આંદામાન–નીકોબાર
૨ એંગ્લો ઈન્ડીઅન
૬ જમ્મુ અને કાશ્મીર

બાકીના ૪૮૯ સભ્યો 'અ', 'બ' અને 'ક' વર્ગના ૨૬ રાજ્યોમાંથી ચૂંટાઈ આવે. આ માટે કુલ મત વિભાગો ૪૦૧ હતા. બધા પક્ષો અને સ્વતંત્રો મળી કુલ ઉમેદવારો ૧,૮૭૧ ઊભા રહ્યા હતા.

## પક્ષવાર મતસંખ્યા

લોકસભાની ચૂંટણીમાં પક્ષવાર મત અને બેઠકો નીચે પ્રમાણે મળ્યાઃ

| પક્ષનું નામ | સાચું મતદાન | કુલ સાચા મતદાનના ટકા | બેઠક મળી. |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૪૭,૫૨૮,૦૧૧ | ૪૪.૮૫ | ૩૬૨ |
| સમાજવાદી પક્ષ | ૧૧,૧૨૬,૩૪૪ | ૧૦.૧૫ | ૧૨ |
| કિ. મ. પ્રજા પક્ષ | ૬,૧૫૮,૭૮૨ | ૫.૮૫ | ૯ |
| સામ્યવાદી પક્ષ અને ઉદ્દામવાદી મોરચો | ૪,૭૧૨,૦૦૯ | ૪.૪૫ | ૨૩ |
| જનસંઘ | ૩,૨૩૬,૩૬૧ | ૩.૦૫ | ૩ |
| દલિત વર્ગ | ૨,૫૦૧,૯૬૪ | ૨.૩૦ | ૨ |
| રામરાજ્ય પરિષદ | ૨,૦૯૪,૮૧૧ | ૧.૯૮ | ૩ |
| કૃષિકાર લોકપક્ષ | ૧,૪૮૯,૪૮૮ | ૧.૪૦ | ૧ |
| હિંદુ મહાસભા | ૧,૦૪૬,૨૬૩ | ૦.૯૧ | ૪ |
| ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) | ૯૮૮,૨૭૨ | ૦.૯૦ | ૧ |
| ઉદ્દામ સમાજવાદી પક્ષ | ૩૯૩,૯૮૪ | ૦.૩૭ | ૨ |
| ફોરવર્ડ બ્લોક (સમાજવાદી) | ૧૩૩,૯૩૬ | ૦.૧૩ | — |
| ઉદ્દામ સામ્યવાદી પક્ષ | ૨૬,૨૪૫ | ૦.૦૨ | — |
| બોલ્શેવીક પક્ષ | ૨૫,૭૯૨ | ૦.૦૨ | — |
| બીજા પક્ષો | ૭,૬૭૮,૬૬૨ | ૭.૨૭ | ૨૬ |
| સ્વતંત્ર | ૧૬,૮૪૫,૪૯૪ | ૧૫ ૯૦ | ૪૧ |
| કુલ... | ૧૦૫ ૯૮૬,૪૧૮ | ૯૯.૮૬ | ૪૮૯ |

## રાજ્યવાર સ્થિતિ

**લોકસભાની ચૂંટણીમાં રાજ્યવાર સ્થિતિ નીચે પ્રમાણે હતી:**

આસામ : કોંગ્રેસ ૧૧, સમાજવાદી પક્ષ ૧, કુલ : ૧૨
બિહાર : કોંગ્રેસ ૪૫, સમાજવાદી ૩, બીજા પક્ષો ૬, સ્વતંત્ર ૧, કુલ : ૫૫
મુંબઈ : કોંગ્રેસ ૪૦, દલિતવર્ગ ૧, બીજા પક્ષો ૧, સ્વતંત્ર ૩, કુલ : ૪૫
મધ્ય પ્રદેશ : કોંગ્રેસ ૨૭, સ્વતંત્ર ૨, કુલ : ૨૯
મદ્રાસ : કોંગ્રેસ ૩૫, સમાજવાદી ૨, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૬, સામ્યવાદી ૮, બીજા પક્ષો ૯, સ્વતંત્ર ૧૫, કુલ ૭૫
ઓરિસ્સા : કોંગ્રેસ ૧૧, સમાજવાદી ૧, સામ્યવાદી ૧, બીજા પક્ષો ૫, સ્વતંત્ર ૨, કુલ : ૨૦
પંજાબ : કોંગ્રેસ ૧૬, બીજા પક્ષો ૨, કુલ : ૧૮
યુ. પી. : કોંગ્રેસ ૮૧, સમાજવાદી ૨, બીજા પક્ષો ૧, સ્વતંત્ર ૨, કુલ : ૮૬
પ. બંગાળ : કોંગ્રેસ ૨૪, જનસંઘ ૨, સામ્યવાદી ૫, બીજા પક્ષો ૨, સ્વતંત્ર ૧, કુલ : ૩૪
હૈદ્રાબાદ કોંગ્રેસ ૧૪, સમાજવાદી ૧, સામ્યવાદી (પી. ડે. ફ્રન્ટ) ૭, દલિત વર્ગ ૧, બીજા પક્ષો ૧, સ્વતંત્ર ૧, કુલ : ૨૫
મધ્યભારત : કોંગ્રેસ ૯, બીજા પક્ષો ૨, કુલ ૧૧
મહૈસુર : કોંગ્રેસ ૧૦, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, કુલ : ૧૧
પેપ્સુ : કોંગ્રેસ ૨, બીજા પક્ષો ૨, સ્વતંત્ર ૧, કુલ : ૫
રાજસ્થાન : કોંગ્રેસ ૯, જનસંઘ ૧, બીજા પક્ષો ૪, સ્વતંત્ર ૬, કુલ : ૨૦
સૌરાષ્ટ્ર . કોંગ્રેસ ૬, કુલ : ૬

ત્રાવ.કોચીન : કોંગ્રેસ ૫, બીજા પક્ષો ૨, સ્વતંત્ર ૫, કુલ : ૧૨
અજમેર : કોંગ્રેસ ૨, કુલ : ૨
ભોપાલ : કોંગ્રેસ ૨, કુલ : ૨
બિલાસપુર : સ્વતંત્ર ૧, કુલ : ૧
કુર્ગ : કોંગ્રેસ ૧, કુલ : ૧
દિલ્હી : કોંગ્રેસ ૩, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, કુલ : ૪
હિમાચલ : કોંગ્રેસ ૨, સ્વતંત્ર ૧, કુલ : ૩
વિંધ્યપ્રદેશ : કોંગ્રેસ ૪, સમાજવાદી ૧, કિસાન મજદૂર પ્રજાપક્ષ
કુલ : ૬
કચ્છ : કોંગ્રેસ ૨, કુલ : ૨
મણિપુર : કોંગ્રેસ ૧, સમાજવાદી ૧, કુલ : ૨
ત્રિપુરા : સામ્યવાદી ૨, કુલ : ૨

"બીજા પક્ષો એટલે આ પક્ષો"

બિહાર : ઝારખંડ ૩, લોક સેવક સંઘ ૨, છોટા નાગપુર, સથા
પરગણા જનતા પાર્ટી ૧, કુલ : ૬
મુંબઈ : કિસાન મજદૂર પક્ષ ૧
મદ્રાસ : તામિલનાડ ટોઇલર્સ પાર્ટી ૪, કોમનવેલ પાર્ટી ૩
મદ્રાસ લીગ ૧, ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) ૧
કુલ : ૯
ઓરિસ્સા : ગણતંત્ર પરિષદ ૫
પંજાબ : અકાલી દળ ૨
યુ. પી. : હિંદુ મહાસભા ૧.
પ. બંગાળ : હિંદુ મહાસભા ૧, ક્રાંતિકારી સમાજવાદી પક્ષ ૧
કુલ : ૨
હૈદ્રાબાદ : કિસાન મજદૂર પક્ષ ૧
મ. ભારત : હિંદુ મહાસભા ૨.
પેપ્સુ : અકાલી દળ ૨.

રાજસ્થાન : રામરાજ્ય પરિષદ ૩, કૃષક લોક પક્ષ ૧, કુલ : ૪
ત્રાવ.કોચીનઃ ત્રાવણકોર તામિલનાડ કોંગ્રેસ ૧, ક્રાંતિકારી પક્ષ ૧, કુલ : ૨

## લોકસભા માટે વિવિધ પક્ષોએ નીચેની સંખ્યામાં ઉમેદવારો ઊભા રાખ્યા હતા :

| | | | |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૪૭૭ | ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) | ૨૪ |
| સમાજવાદી પક્ષ | ૨૫૪ | આર. એસ. પી. આઈ. | ૮ |
| કિસાન મજદૂર પ્રજાપક્ષ | ૧૪૬ | ફોરવર્ડ બ્લોક (સમાજવાદી) | ૬ |
| સામ્યવાદી પક્ષ અને ઉદ્દામવાદી | ૫૯ | ઉદ્દામ સામ્યવાદી પક્ષ | ૧ |
| | | બોલ્શેવીક પક્ષ | ૧ |
| જનસંઘ | ૯૩ | બીજા પક્ષો | ૧૧૨ |
| દલિતવર્ગ મહામંડળ | ૩૪ | સ્વતંત્ર | ૫૨૪ |
| આર. આર. પી. | ૬૨ | | |
| કૃષિકાર લોક પક્ષ | ૨૯ | કુલ... | ૧,૯૭૧ |
| હિંદુ મહાસભા સંઘ | ૩૧ | | |

### અનામતો ગૂમાવી

લોકસભાની ચૂંટણીમાં જે ઉમેદવારને સાચા મતોના ૧/૬ ભાગના મતો પણ ન મળે તે અનામત ગૂમાવે એવો નિયમ છે. નીચેના પક્ષોના આટલા ઉમેદવારોએ આ રીતે અનામત ગૂમાવી; એટલે કે છઠ્ઠા ભાગના મતો પણ તેમને મળ્યા નહિ.

| | | | |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૪ | દલિતવર્ગ મહામંડળ | ૧૩ |
| સમાજવાદી | ૧૦૫ | હિંદુ મહાસભા | ૧૭ |
| કિસાન મ. પ્ર. પક્ષ | ૭૬ | આર. આર. પી. | ૩૬ |
| જનસંઘ | ૪૮ | કૃષિકાર લોકપક્ષ | ૧૫ |
| સામ્યવાદી પક્ષ અને ઉદ્દામવાદીઓ | ૯ | ફોરવર્ડ બ્લોક (સામ્ય.) | ૧૫ |
| | | ફોરવર્ડ બ્લોક (સમાજ.) | ૫ |

| | | | |
|---|---|---|---|
| આર. એમ. પી. આઇ. | ૬ | સ્વતંત્ર | ૩૪૯ |
| પી. એન્ડ ડબલ્યુ | ૪ | | |
| બીજા પક્ષો | ૩૯ | કુલ... | ૭૪૧ |

## રાજસભાનું પ્રતિનિધિત્વ

આપણા બંધારણ અનુસાર કેન્દ્રમાં લોકસભા ઉપરાંત રાજસભા પણ છે અને તે બે મળીને સંસદ્ બને છે. રાજસભાના પ્રમુખ ઉપરાષ્ટ્રપતિ બને છે. રાજસભાના સભ્યોની ચૂંટણી પ્રમાણસરના પ્રતિનિધિત્વદ્વારા રાજ્યોની ધારાસભામાંથી થાય છે. રાજસભાની કુલ બેઠકો ૨૧૬, તેમાંથી ૧૨ બેઠકો કલા, સાહિત્ય, શિક્ષણના ક્ષેત્રની મહત્વની વ્યક્તિઓ દ્વારા અને ૪ બેઠકો જમ્મુ અને કાશ્મીર રાજ્યમાંથી રાષ્ટ્રપતિની નિમણુક દ્વારા ભરવામાં આવે. બાકીની ૨૦૦ બેઠકોની પક્ષવાર સ્થિતિ નીચે પ્રમાણે છેઃ

| | | | |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૧૪૬ | કામગાર ખેડૂત સંઘ | ૨ |
| પ્રજા સમાજવાદી પક્ષ | ૧૦ | કૃષિકાર લોકપક્ષ | ૧ |
| સામ્યવાદી પક્ષ | ૯ | જનસંઘ | ૧ |
| પીપલ્સ ડેમોક્રેટીક ફ્રન્ટ | ૨ | હિંદુ મહાસભા | ૧ |
| ઉદ્દામવાદી પક્ષ | ૨ | ફોરવર્ડ બ્લોક (માર્કસવાદી) | ૧ |
| દલિતવર્ગ મહામંડળ | ૨ | સ્વતંત્ર અને બીજાઓ | ૧૯ |
| સંયુક્ત દલ (રાજસ્થાન) | ૨ | | |
| ગણતંત્ર પરિષદ (ઓરીસ્સા) | ૨ | કુલ... | ૨૦૦ |

## રાજ્યની વિધાન સભાઓ

'અ' અને 'બ' વર્ગનાં રાજ્યોની ધારાસભાઓ અને 'ક' વર્ગનાં ચૂંટણી મંડળોની મળી કુલ ૩,૩૭૩ બેઠકો માટે ચૂંટણી કરવાની હતી. આ માટે કુલ ઉમેદવારો ૧૫,૫૭૩ ઊભા રહ્યા હતા. ચૂંટણીને અંતે પક્ષવાર મત અને બેઠકો નીચે પ્રમાણે મળ્યાં

| પક્ષ | સાચુ મતદાન | કુલ સાચા મતદાનના ટકા | બેઠકો મેળવી |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૪૩,૯૫૦,૨૬૫ | ૪૨·૩૪ | ૨,૨૪૭ |
| સમાજવાદી | ૧૦,૦૭૨,૩૧૬ | ૯·૭૦ | ૧૨૫ |
| સામ્યવાદી પક્ષ અને ઉદ્દામ-વાદીઓ | ૫.૪૬૩,૩૩૮ | ૫·૨૫ | ૧૪૭ |
| કિસાન મજદૂર પ્રજાપક્ષ | ૫,૨૯૧,૭૭૭ | ૫·૧૦ | ૭૭ |
| જનસંઘ | ૨,૯૧૭,૮૩૦ | ૨·૮૧ | ૩૨ |
| દલિતવર્ગ મહામંડળ | ૧,૮૦૮,૭૪૨ | ૧·૭૪ | ૧૨ |
| રામરાજ્ય પરિષદ | ૧,૨૬૧.૧૩૫ | ૧·૨૧ | ૩૨ |
| કૃષિકાર લોકપક્ષ અને ખેડૂત-સંઘ લોકપક્ષ મુંબઇ | ૧.૧૨૬,૨૮૮ | ૧·૦૮ | ૨૩ |
| હિંદુ મહાસભા | ૮૫૮,૮૯૯ | ૦·૮૩ | ૨૦ |
| ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) | ૮૫૩,૮૧૦ | ૦·૮૨ | ૧૮ |
| । હિંદનો ક્રાંતિકારી સમાજ-વાદી પક્ષ | ૨૪૯,૧૧૪ | ૦·૨૪ | |
| ારવર્ડ બ્લોક (રૂઈકર) | ૧૮૧,૬૬૪ | ૦ ૧૮ | |
| હિંદનો ક્રાંતિકારી સામ્ય-વાદી પક્ષ | ૩૩,૫૨૨ | ૦·૦૩ | — |
| બોલ્શેવીક પક્ષ | ૨૭,૭૩૧ | ૦·૦૨ | — |
| બીજા પક્ષો | ૭,૭૩૦,૧૩૧ | ૭·૪૫ | ૨૧૨ |
| સ્વતંત્ર | ૨૧,૯૭૪,૨૧૦ | ૨૧·૧૭ | ૩૨૬ |
| કુલ.... | ૧૦૩,૮૦૦,૭૭૨ | [illegible] | [illegible] |

ચૂંટણીમંડળો (ઇલેક્ટોરલ કૉલેજીઝ)

| પક્ષ | સાચું મતદાન | કુલ સાચા મતદાનના ટકા | બેઠકો મેળવી |
| --- | --- | --- | --- |
| કૉંગ્રેસ | ૧૪૬,૮૩૧ | ૩૮.૩૨ | ૪૭ |
| સામ્યવાદી પક્ષ | ૬૦,૬૩૧ | ૧૫.૮૩ | ૧૪ |
| સમાજવાદી | ૧૩,૬૫૮ | ૩.૫૬ | ૧ |
| ફોરવર્ડબ્લૉક(સમાજવાદી) | ૨,૭૭૫ | ૦.૭૨ | – |
| બીજા પક્ષો | ૮૫,૫૦૬ | ૨૨.૩૧ | ૧૯ |
| સ્વતંત્ર | ૭૩,૭૨૭ | ૧૯.૨૫ | ૯ |
| કુલ.... | ૩૮૩,૧૨૮ | ૯૯.૯૯ | ૯૦ |

'બીજા પક્ષોની વિગતો–

આસામ : મીઝુ યુનિયન ૩, ગારો નેશનલ કાઉન્સીલ ૩, ઑલ પિપલ્સ પાર્ટી ૧, ખાસી જયંતીયા દરબાર ૧ ખાસી જયંતીયા નેશનલ ફેડરેટિડ સ્ટેટ કૉન્ફરેન્સ ૧, કુલ . ૯ .

બિહાર. ઝારખંડ પાર્ટી ૩૨, છોટાનાગપુર અને સંથાલ પરગણા જનતા પાર્ટી ૧૧, લોક સેવક સંઘ ૭, ગણતંત્ર પરિષદ ૧, કુલ : ૫૧

મુંબઈ : કિસાન મજદૂર પક્ષ ૧૪, કિસાન કામગાર પક્ષ ૩. કુલ : ૧૭

મધ્ય પ્રદેશ : શેતકરી કામગાર પક્ષ ૨, કુલ : ૨
મદ્રાસ : તામિલનાડ ટોઇલર્સ પાર્ટી ૧૯, કોમનવેલ પાર્ટી ૬, મદ્રાસ મુસ્લિમ લીગ ૫, જસ્ટીસ પક્ષ ૧, કુલ : ૩૧
ઓરિસ્સા : ગણતંત્ર પરિષદ ૩૧, સ્વતંત્ર લોક પક્ષ ૩, કુલ : ૩૪
પંજાબ : અકાલી દળ ૧૪, લાલ સામ્યવાદી પક્ષ ૨, પંજાબ જમીનદાર લીગ ૨, કુલ : ૧૮
ઉત્તર પ્રદેશ : ઉત્તર પ્રદેશ પ્રજા પક્ષ ૨, ઉત્તર પ્રદેશ ક્રાંતિકારી સમાજવાદી પક્ષ ૧, કુલ : ૩
પશ્ચિમ બંગાળ : ગુરખા લીગ ૩, કુલ : ૩
હૈદ્રાબાદ : કિસાન મજદૂર પક્ષ ૧૦, કુલ : ૧૦
પેપ્સુ : અકાલી દળ ૧૯, લાલ સામ્યવાદી પક્ષ ૧, કુલ : ૨૦
સૌરાષ્ટ્ર : ખેડૂત સંઘ ૧, કુલ : ૧
ત્રા. કોચીન : ત્રાવણકોર તામિલનાડ કોંગ્રેસ ૮, કેરાલા સમાજવાદી પક્ષ ૧, કોચીન પક્ષ ૧, કુલ : ૧૦
અજમેર : પુરુષાર્થી પંચાયત ૩, કુલ : ૩
મણિપુર : પ્રજા સંથી પક્ષ ૩, અખિલ મણિપુર રાષ્ટ્રિય સભા ૩, અચંબા પંબા કોંગ્રેસ ૨, કુકી નેશનલ એસોશિએશન ૨, ગાંધી સેવક સેવા ૧, મણિપુર ઝીલિઓન્ગ યુનિયન ૨, માઓ મરિયમ યુનિયન ૨, મીઝુ યુનિયન ૧, કુલ : ૧૬
ત્રિપુરા : ત્રિપુરા ગણતાંત્રિક સંઘ ૩, કુલ : ૩

## વિધાન સભાઓનું પરિણામ

રાજ્યોમાં પક્ષવાર પરિણામ આ રીતે આવ્યું :

આસામ : કોંગ્રેસ ૭૬, સમાજવાદી ૪, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, સામ્યવાદી પક્ષ ૧, બીજા પક્ષો ૯, સ્વતંત્ર ૧૪, કુલ : ૧૦૫

બિહાર : કોંગ્રેસ ૨૪૦, સમાજવાદી ૨૩, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, બીજા પક્ષો ૫૩, સ્વતંત્ર ૧૩, કુલ : ૩૩૦
મુંબઈ : કોંગ્રેસ ૨૬૯, સમાજવાદી ૯, દલિતવર્ગ મહામંડળ ૧, બીજા પક્ષો ૧૮, સ્વતંત્ર ૧૮, કુલ : ૩૧૫
મધ્યપ્રદેશ : કોંગ્રેસ ૧૯૪, સમાજવાદી ૨, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૮, બીજા પક્ષો ૫, સ્વતંત્ર ૨૩, કુલ : ૨૩૨
મદ્રાસ : કોંગ્રેસ ૧૫૨, સમાજવાદી ૧૩, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૩૫, સામ્યવાદી પક્ષ ૬૨, દલિત વર્ગ મહામંડળ ૨, બીજા પક્ષો ૪૯, સ્વતંત્ર ૬૨, કુલ : ૩૭૫
ઓરીસ્સા : કોંગ્રેસ ૬૭, સમાજવાદી ૧૦, સામ્યવાદી પક્ષ ૭, બીજા પક્ષો ૩૫, સ્વતંત્ર ૨૧, કુલ : ૧૪૦
પંજાબ : કોંગ્રેસ ૯૭, સમાજવાદી ૧, સામ્યવાદી પક્ષ ૪, બીજા પક્ષો ૨૦, સ્વતંત્ર ૪, કુલ : ૧૨૬
ઉત્તર પ્રદેશ : કોંગ્રેસ ૩૯૦, સમાજવાદી ૧૮, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, જનસંઘ ૨, હિંદુ મહાસભા ૧, બીજા પક્ષો ૩, સ્વતંત્ર ૧૪, કુલ : ૪૨૯
પ. બંગાળ : કોંગ્રેસ ૧૫૦, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧૫, જનસંઘ ૯, હિંદુ મહાસભા ૪, સામ્યવાદી પક્ષ ૨૮, બીજા પક્ષો ૧૬, સ્વતંત્ર ૧૬, કુલ : ૨૩૮
હૈદ્રાબાદ : કોંગ્રેસ ૯૩, સમાજવાદી ૧૧, સામ્યવાદી પક્ષ ૪૨ (ઉદ્દામવાદી સાથે), દલિત વર્ગ મહામંડળ ૫, બીજા પક્ષો ૧૦, સ્વતંત્ર ૧૪, કુલ : ૧૭૫
મધ્યભારત : કોંગ્રેસ ૭૪, સમાજવાદી ૪, જનસંઘ ૪, હિંદુ મહાસભા ૧૨, બીજા પક્ષો ૨, સ્વતંત્ર ૩, કુલ : ૯૯
મ્હૈસુર : કોંગ્રેસ ૭૪, સમાજવાદી ૩, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૮, સામ્યવાદી પક્ષ ૧, દલિતવર્ગ મહામંડળ ૨, સ્વતંત્ર ૧૧, કુલ : ૯૯

પેપ્સુ : કોંગ્રેસ ૨૬, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, જનસંઘ ૨, સામ્યવાદી પક્ષ ૨, દલિત વર્ગ મહામંડળ ૧, બીજા પક્ષો ૨૦, સ્વતંત્ર ૮, કુલ : ૬૦

રાજસ્થાન : કોંગ્રેસ ૮૨, સમાજવાદી ૧, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૧, જનસંઘ ૮, હિંદુ મહાસભા ૨, બીજા પક્ષો ૩૧, સ્વતંત્ર ૩૫, કુલ : ૧૬૦

સૌરાષ્ટ્ર : કોંગ્રેસ ૫૫, સમાજવાદી ૨, બીજા પક્ષો ૧, સ્વતંત્ર ૨, કુલ : ૬૦

ત્રા. કોચીન: કોંગ્રેસ ૪૩, સમાજવાદી ૧૧, બીજા પક્ષો ૧૬, સ્વતંત્ર ૩૮, કુલ : ૧૦૮

અજમેર : કોંગ્રેસ ૨૦, જનસંઘ ૩, બીજા પક્ષો ૩, સ્વતંત્ર ૪, કુલ : ૩૦

ભોપાલ : કોંગ્રેસ ૨૫, હિંદુ મહાસભા ૧, સ્વતંત્ર ૪, કુલ : ૩૦

કુર્ગ : કોંગ્રેસ ૧૫, સ્વતંત્ર ૯, કુલ : ૨૪

દિલ્હી : કોંગ્રેસ ૩૯, સમાજવાદી ૨, જનસંઘ ૩, હિંદુ મહાસભા ૧, સ્વતંત્ર ૩, કુલ : ૪૮

હિમાચલ પ્રદેશ: કોંગ્રેસ ૨૪, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૩, દલિત વર્ગ મહામંડળ ૧, સ્વતંત્ર ૮, કુલ : ૩૬

વિંધ્ય પ્રદેશ: કોંગ્રેસ ૪૧, સમાજવાદી ૧૦, કિસાન મજદૂર પ્રજા પક્ષ ૩, જનસંઘ ૨, બીજા પક્ષો ૨, સ્વતંત્ર ૨, કુલ : ૬૦

કચ્છ : કોંગ્રેસ ૨૮, સ્વતંત્ર ૨, કુલ : ૩૦

મણિપુર : કોંગ્રેસ ૧૦, સમાજવાદી ૧, સામ્યવાદી ૨, બીજા પક્ષો ૧૬, સ્વતંત્ર ૧, કુલ : ૩૦

ત્રિપુરા : કોંગ્રેસ ૯, સામ્યવાદી ૧૨, બીજા પક્ષો ૩, સ્વતંત્ર ૬, કુલ : ૩૦

*'બીજા પક્ષો'ની વિગતો

આસામ : મીઝો યુનિયન ૩, ગારો નેશનલ કાઉન્સીલ ૩, ઓલ પીપલ્સ પાર્ટી ૧, ખાસી જયન્તીયા દરબાર ૧, ખાસી જયન્તીયા નેશનલ ફેડરેટેડ સ્ટેટ કોન્ફરન્સ ૧, કુલ : ૯

બિહાર : ઝારખંડ પાર્ટી ૩૨, છોટાનાગપુર અને સંથાલ પરગણા પાર્ટી ૧૧, લોકસેવક સંઘ ૭, રામરાજ્ય પરિષદ ૧, ગણતંત્ર પરિષદ ૧, ફોરવર્ડ બ્લોક ૧ (સામ્યવાદી), કુલ : ૫૩

મુંબઈ : કિસાન મજદૂર સભા ૧૪, કિસાન કામગાર પક્ષ ૩, ખેડૂત સંઘ લોકપક્ષ ૧, કુલ : ૧૮

મધ્ય પ્રદેશ : રામરાજ્ય પરિષદ ૩, શેતકરી કામગાર પક્ષ ૨, કુલ : ૫

મદ્રાસ : તામિલનાડ ટોઈલર્સ પાર્ટી ૧૯, કૃષિકાર લોકપક્ષ ૧૫, કોમનવેલ પક્ષ ૬, મદ્રાસ મુસ્લિમ લીગ ૫, ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) ૩, જસ્ટીસ પાર્ટી ૧, કુલ : ૪૯

ઓરીસા : ગણતંત્ર પરિષદ ૩૧, સ્વતંત્ર લોક પક્ષ ૩, ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) ૧, કુલ : ૩૫

પંજાબ : અકાલી દળ ૧૪, ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) ૨, લાલ કોમ્યુનિસ્ટ પાર્ટી ૨, પંજાબ જમીનદાર લીગ ૨, કુલ : ૨૦

ઉત્તર પ્રદેશ : ઉત્તર પ્રદેશ પ્રજા પાર્ટી ૨, ઉત્તર પ્રદેશ ક્રાંતિકારી સમાજવાદી પક્ષ ૧, કુલ : ૩

પૂ. બંગાળ: ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) ૧૧, ફોરવર્ડ બ્લોક (રુઈકર ગ્રુપ) ૨, ગુરખા લીગ ૩, કુલ : ૧૬

હૈદરાબાદ : કિસાન મજદૂર સભા ૧૦, કુલ : ૧૦

મધ્યભારત : રામરાજ્ય પરિષદ ૨, કુલ : ૨

પેપ્સુ : અકાલી દળ ૧૯, લાલ સામ્યવાદી પક્ષ ૧, કુલ : ૨૦

રાજસ્થાન : રામરાજ્ય પરિષદ ૨૪, કૃષિકાર લોક પક્ષ ૭, કુલ : ૩૧

સૌરાષ્ટ્ર : ખેડૂત સંઘ ૧, કુલ : ૧

ત્રાવ.કોચીન: ત્રાવણકોર તામિલનાડ કોંગ્રેસ ૮, ક્રાંતિકારી સમાજવાદી પક્ષ ૬, કેરાલા સમાજવાદી પક્ષ ૧, કોચીન પક્ષ ૧, કુલ : ૧૬
અજમેર : પુરૂષાર્થી પંચાયત ૩, કુલ : ૩
વિંધ્યપ્રદેશ: રામરાજ્ય પરિષદ ૨, કુલ : ૨
મણિપુર : પ્રજા સાંથી પક્ષ ૩, અખિલ મણિપુર રાષ્ટ્રિય સભા ૩, અચંબા પંબા કોંગ્રેસ ૨, કુકી નેશનલ એસોસિએશન ૨, ગાંધી સેવક સેવા ૧, મણીપુર ઝીલેન્ગ્રોગ યુનિયન ૨, માઓ મરિયમ યુનિયન ૨, મિશુ યુનિયન ૧, કુલ : ૧૬
ત્રિપુરા : ત્રિપુરા ગણતાંત્રિક સંઘ ૩, કુલ : ૩

## પક્ષોના ઉમેદવારો

દરેક પક્ષોએ આટલી સંખ્યામાં ઉમેદવારો ઊભા રાખ્યા હતા.

| | | | |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૩,૨૭૪ | ફોરવર્ડ બ્લોક (સામ્યવાદી) | ૧૫૮ |
| સમાજવાદી પક્ષ | ૧,૮૨૪ | | |
| સામ્યવાદી પક્ષ | ૫૪૧ | ફોરવર્ડ બ્લોક (સમાજવાદી) | ૬૫ |
| કિસાન મ. પ્ર. પક્ષ | ૧,૦૦૫ | ક્રાંતિકારી સમાજવાદી પક્ષ | ૫૮ |
| દલિત વર્ગ મહામંડળ | ૨૪૧ | ક્રાંતિકારી સામ્યવાદી પક્ષ | ૧૩ |
| જનસંઘ | ૭૪૨ | બોલ્શેવીક પક્ષ | ૬૪ |
| રામરાજ્ય પરિષદ | ૩૪૨ | બીજા પક્ષો | ૯૭૫ |
| કૃષિકાર લોક પક્ષ | ૧૩૯ | સ્વતંત્ર ઉમેદવારો | ૫,૯૭૧ |
| હિંદુ મહાસભા | ૨૧૬ | | |
| | | કુલ... | ૧૫,૫૭૩ |

### જે ઉમેદવારો છઠ્ઠા ભાગના મતો પણ ન મેળવી શકયા અને અનામત ગૂમાવી :

| | | | |
|---|---|---|---|
| કોંગ્રેસ | ૯૦ | કિસાન મ. પ્ર. પક્ષ | ૬૬૯ |
| સમાજવાદી | ૧,૦૬૪ | જનસંઘ | ૫૦૫ |

| | | | |
|---|---|---|---|
| સામ્યવાદી પક્ષ અને ઉદ્દામવાદીઓ | ૨૧૫ | ક્રાંતિકારી સમાજવાદી પક્ષ | ૪૨ |
| દલિતવર્ગ મહામંડળ | ૧૩૧ | બોલ્શેવિક પક્ષ | ૧૧ |
| હિંદુ મહાસભા | ૧૩૬ | ક્રાંતિકારી સામ્યવાદીપક્ષ | ૧૨ |
| રામરાજ્ય પરિષદ | ૨૭૪ | પી. એન્ડ ડબલ્યુ | ૫૧ |
| કૃષિકાર લોકપક્ષ | ૫૪ | બીજા પક્ષો | ૩૩૬ |
| ફોરવર્ડ બ્લોક (સામ્ય.) | ૧૦૮ | સ્વતંત્ર | ૪,૬૧૮ |
| ફોરવર્ડ બ્લોક (સમાજ.) | ૫૦ | કુલ... | ૮,૩૨૬ |

રાજ્યની ધારાસભાઓ અને લોકસભાની ચૂંટણી ૧૯૫૨ના ફેબ્રુઆરીમાં પૂરી થઈ. ત્યારપછી અનેક પેટાચૂંટણીઓ થઇ છે અને તેથી પક્ષોના બળાબળમાં ફેર પડયો છે, પરંતુ કોઇ સ્થળે લઘુમતિ પક્ષ બહુમતિમા નથી આવ્યો તેમ બહુમતિ પક્ષ લઘુમતિમાં નથી ગયો. આ ઉપરાંત, ત્રાવણુકોર-કોચીન તથા પેપ્સુ એટલે કે પતિયાળા અને પૂર્વ પંજાબ રાજ્યસંઘમાં ૧૯૫૪ના ફેબ્રુઆરીના અંતમાં નવી ચૂંટણી થઇ છે, આ બધાં પરિણામો 'તાજા કલમ'માં આપવામા આવ્યાં છે.

## બેઠકોની આખરી સંખ્યા

ભારત સરકારે લોકસભા અને ધારાસભાની બેઠકો અંગે આખરી સંખ્યા નક્કી કરવા મતદારવિસ્તાર આકણીપંચ (ડીલીમીટેશન કમીશન)ની નિમણૂક કરી હતી. તે અનુસાર હવે પછી અનુક્રમે લોકસભા અને ધારાસભાના સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે રહેશે.

## લોકસભાની બેઠકો

| રાજ્યનું નામ | બેઠકોની કુલ સંખ્યા | અનુસુચિત કોમો | અનુસુચિત જાતિઓ |
|---|---|---|---|
| 'અ' વર્ગનાં રાજ્યો | | | |
| ૧. આન્ધ્ર | ૨૮ | ૪ | ૧ |
| ૨. આસામ | ૧૨ | ૧ | ૨ |
| ૩. બિહાર | ૫૫ | ૭ | ૬ |
| ૪. મુંબઇ | ૪૯ | ૪ | ૫ |
| ૫. મધ્ય પ્રદેશ | ૨૯ | ૪ | ૩ |
| ૬. મદ્રાસ | ૪૯ | ૮ | ... |
| ૭. ઓરિસ્સા | ૨૦ | ૪ | ૪ |
| ૮. પંજાબ | ૧૭ | ૩ | ... |
| ૯. ઉત્તર પ્રદેશ | ૮૬ | ૧૬ | ... |
| ૧૦. પશ્ચિમ બંગાળ | ૩૪ | ૬ | ૨ |
| 'બ' વર્ગનાં રાજ્યો | | | |
| ૧. હૈદ્રાબાદ | ૨૫ | ... | ... |
| ૨. જમ્મુ અને કાશ્મીર | ૬ | ... | ... |
| ૩. મધ્ય ભારત * | ૧૧ | ૨ | ૧ |
| ૪. મ્હૈસુર | ૧૩ | ૨ | ... |
| ૫. પતિયાલા અને પૂર્વ પંજાબના રાજ્યો | ૫ | ૧ | ... |
| ૬. રાજસ્થાન | ૨૧ | ૨ | ... |
| ૭. સૌરાષ્ટ્ર | ૬ | ... | ... |
| ૮. ત્રાવણકોર–કોચીન | ૧૩ | ૧ | ... |
| 'ક' વર્ગનાં રાજ્યો | | | |
| ૧. અજમેર | ૧ | ... | ... |

| | | | |
|---|---|---|---|
| ૨. ભોપાળ | ૨ | ... | ... |
| ૩. બિલાસપુર | ૧ | ... | ... |
| ૪ કુર્ગ | ૧ | ... | ... |
| ૫. દિલ્હી | ૩ | ... | ... |
| ૬. હિમાલય પ્રદેશ | ૨ | ... | ... |
| ૭ કચ્છ | ૨ | ... | ... |
| ૮. મણીપુર | ૨ | ... | ૧ |
| ૯. ત્રીપુરા | ૨ | ... | ૧ |
| ૧૦. વિંધ્ય પ્રદેશ | ૫ | ૧ | ૧ |

## રાજ્યોની વિધાનસભાઓ

| રાજ્યનું નામ | બેઠકોની કુલ સંખ્યા | અનુસુચિત કોમ | અનુસુચિત જાતિઓ |
|---|---|---|---|
| 'અ' વર્ગનાં રાજ્યો | | | |
| ૧. આન્ધ્ર | ૧૯૬ | ૨૬ | ૫ |
| ૨. આસામ | ૧૦૮ | ૫ | ૯ |
| ૩. બિહાર | ૩૩૦ | ૪૧ | ૩૩ |
| ૪. મુંબઇ | ૨૯૪ | ૨૫ | ૧૭ |
| ૫ મધ્ય પ્રદેશ | ૨૩૨ | ૩૨ | ૨૭ |
| ૬. મદ્રાસ | ૨૪૫ | ૩૯ | ૧ |
| ૭. ઓરિસ્સા | ૧૪૦ | ૨૫ | ૨૮ |
| ૮. પંજાબ | ૧૧૯ | ૨૨ | — |
| ૯. ઉત્તર પ્રદેશ | ૪૩૦ | ૭૮ | — |
| ૧૦. પશ્ચિમ બંગાળ | ૨૩૮ | ૪૫ | ૧૧ |
| 'બ' વર્ગનાં રાજ્યો | | | |
| ૧ હૈદ્રાબાદ | ૧૭૫ | — | ૨ |
| ૨. મધ્ય ભારત | ૯૯ | ૧૬ | ૧૩ |

| | | | |
|---|---|---|---|
| ૩. મ્હૈસૂર | ૧૧૭ | ૨૧ | .. |
| ૪ પેપ્સુ | ૬૦ | ૧૨ | ... |
| ૫ રાજસ્થાન | ૧૬૮ | ૧૮ | ૩ |
| ૬. સૌરાષ્ટ્ર | ૬૦ | ... | ૧ |
| ૭ ત્રાવણકોર–કોચીન | ૧૧૭ | ૧૧ | . |

આસામ રાજ્યની વિધાન સભા માટે આપવામાં આવેલી ૧૦૮ બેઠકો પૈકી ૮ બેઠકો એ રાજ્યના નીચે જણાવેલા સ્વાયત જિલ્લાઓ માટે અનામત રાખવામાં આવશે.

| | |
|---|---|
| યુનાઈટેડ ખાસી અને જૈનીતીયા હિલ્સ ડીસ્ટ્રીક્ટ | ૫ |
| ગારો હિલ્સ ડીસ્ટ્રીક્ટ | ૪ |
| લુશાઈ હિલ્સ ડીસ્ટ્રીક્ટ | ૩ |
| નોર્થકાર હિલ્સ ડીસ્ટ્રીક્ટ | ૧ |
| મીકર હિલ્સ | ૨ |

હૈદ્રાબાદ અને સૌરાષ્ટ્રની વિધાનસભાઓમા અનુસૂચિત કોમો માટે અનામત રાખવાની બેઠકોની સંખ્યા હવે પછીના હુકમથી નક્કી કરવામાં આવશે.



# ૮. આવશ્યક માહિતી

## પંચવર્ષીય યોજના

**આ**પણી પંચવર્ષીય યોજનામાં થનારો ખર્ચ, કેન્દ્ર અને રાજ્યો વચ્ચે વહેંચણી, નાણાં મેળવવાનાં સાધનો, ૧૯૫૫–૫૬ માં આવનારાં પરિણામોના અંદાજો વગેરે અહીં આપવામાં આવ્યાં છે·

| ખર્ચની વિગત | કરોડ રૂપિયા | ટકાવાર પ્રમાણ |
|---|---|---|
| ખેતી અને ગ્રામવિકાસ | ૩૬૧ | ૧૭.૫ |
| સિંચાઇ | ૧૬૮ | ૮.૧ |
| બહુલક્ષી સિંચાઇ તથા વિદ્યુતસર્જન યોજનાઓ | ૨૬૬ | ૧૨.૯ |
| વિદ્યુતબળ | ૧૨૭ | ૬.૧ |
| વાહન તથા સંદેશ–વ્યવહાર | ૪૯૭ | ૨૪.૦ |
| ઉદ્યોગ | ૧૭૩ | ૮.૪ |
| સામાજિક સેવાઓ | ૩૪૦ | ૧૬.૪ |
| પુનઃ સંસ્થાપન | ૮૫ | ૪.૧ |
| અન્ય | ૫૨ | ૨.૫ |
| કુલ | ૨,૦૬૯ | ૧૦૦.૦ |

વિકાસ પેટે થનારા રૂ. ૨,૦૬૯ કરોડના ખર્ચની મુખ્ય વસ્તુ એ છે, કે એને લીધે જાહેર તેમ જ ખાનગી ક્ષેત્રમાં ઠીક એવા પ્રમાણમાં ઉત્પાદક સાધનો પ્રાપ્ય બનશે, અને એ રીતે એ ભાવિ દાયકાઓ દરમિયાન હાથ ધરવામાં આવનાર વિકાસ કાર્યક્રમની ભૂમિકા બનશે. ખર્ચની ફાળવણી નીચે મુજબ હશેઃ—

| | |
|---|---|
| ૧. કેન્દ્ર તથા રાજ્યોની સરકારોની માલિકીની ઉત્પાદક સાધનશક્તિમાં ઉમેરો કરે તેવું મૂડી રોકાણ ... | ૧,૧૯૯ |
| ૨. ખાનગીમાં ક્ષેત્રમાંની ઉત્પાદક સાધનશક્તિમાં ઉમેરો કરે તેવું મૂડી રોકાણ ... ... ... | |
| (૧) ખેતી તથા ગ્રામવિકાસ પરનું ખર્ચ —ગ્રામવિકાસ યોજનાઓ તથા અછત વિસ્તારો માટેની જોગવાઈઓ સિવાય.. | ૨૪૪ |
| (૨) વાહનવ્યવહાર તથા ઉદ્યોગ માટે લોન... | ૪૭ |
| (૩) સ્થાનિક વિકાસ માટેની જોગવાઈ —ગ્રામવિકાસ યોજનાઓ અને સ્થાનિક કાર્યક્રમો ... ... ... | ૧૦૫ |
| ૩. સામાજિક બાબતો સંબંધી ખર્ચ ... ... | ૪૨૫ |
| ૪. ઉપર નહિ દર્શાવવામાં આવેલી બાબતો સંબંધી ખર્ચ (અછત વિસ્તારો માટેની જોગવાઇ સહિત)... | ૪૯ |
| કુલ... | ૨,૦૬૯ |

એ જોઇ શકાશે કે આયોજિત મૂડી રોકાણના લગભગ ૬૦ ટકાને પરિણામે મધ્યસ્થ અને રાજ્યની સરકારોની માલિકીની ઉત્પાદક સાધન-શક્તિ વધવા પામશે; અને આ મુખ્યત્વે સિંચાઇ અને વિદ્યુત-બળ, વાહન સંદેશ-વ્યવહાર તથા ઉદ્યોગમાં બનશે. બાકીના ૪૦ ટકા અમુક અંશે ખાનગી ક્ષેત્રમાંની ઉત્પાદક સાધનશક્તિમાં ઉમેરો કરશે તથા અમુક અંશે કાર્યસંચાલન, સાધનશક્તિ અથવા

સલાહ અને વહીવટી સેવાઓ પૂરી પાડવામાં, સામાજિક સેવાની જાળવણી અને વિકાસમાં તેમ જ અમુક અંશે વિકાસ માટેના સામાજિક પ્રયાસની ઉત્તેજના માટે સહાયક થશે.

### ખર્ચની વહેંચણી

કેન્દ્ર અને રાજ્યની સરકારો વચ્ચેની ખર્ચની વહેંચણીનો ખ્યાલ ટૂંકમાં નીચે આપવામાં આવેલ છે :

| | |
|---|---|
| મધ્યસ્થ સરકાર | |
| રેલવે સહિત ... ... ... | ૧,૨૪૧ |
| રાજ્યો | |
| 'અ' વર્ગ ... ... ... | ૬૧૦ |
| 'બ' વર્ગ ... ... | ૧૭૩ |
| 'ક' વર્ગ ... ... ... | ૩૨ |
| જમ્મુ અને કાશ્મીર ... ... ... | ૧૩ |
| | ૨,૦૬૯ |

કેન્દ્ર તથા રાજ્યો (જમ્મુ અને કાશ્મીર સિવાય)નું વિવિધ બાબતો માટેનું ખર્ચ નીચે મુજબ રહેશે:-

| | કેન્દ્ર | 'અ' વર્ગ | 'બ' વર્ગ | 'ક' વર્ગ |
|---|---|---|---|---|
| ખેતી અને ગ્રામવિકાસ | ૧૮૬.૩ | ૧૨૭.૩ | ૩૭.૬ | ૮.૭ |
| સિંચાઇ અને વિદ્યુતબળ | ૨૬૫.૯ | ૨૦૬.૧ | ૮૧.૫ | ૩.૪ |
| વાહનવ્યવહાર તથા સંદેશ-વ્યવહાર | ૪૦૯.૫ | ૫૬.૫ | ૧૭.૪ | ૮.૮ |
| ઉદ્યોગ ... ... | ૧૪૬.૭ | ૧૭.૯ | ૭.૧ | ૦.૫ |
| પુનઃ સંસ્થાપન સહિત સામાજિક સેવાઓ | ૧૯૧.૪ | ૧૯૨.૩ | ૨૮.૯ | ૧૦.૪ |
| પ્રકીર્ણ ... ... | ૪૦.૭ | ૧૦.૦ | ૦.૭ | — |
| | ૧૨૪૦.૫ | ૬૧૦.૧ | ૧૭૩.૨ | ૩૧.૯ |

જમ્મુ અને કાશ્મીર સિવાયનાં રાજ્યોમાં વિકાસ કાર્યક્રમો માટે વિચારવામાં આવેલો ખર્ચ નીચે મુજબ છે :

| 'અ' વર્ગનાં રાજ્યો | | 'બ' વર્ગનાં રાજ્યો | | 'ક' વર્ગનાં રાજ્યો | |
|---|---|---|---|---|---|
| આસામ | ૧૭.૪૯ | હૈદ્રાબાદ | ૪૧.૫૫ | અજમેર | ૧.૫૭ |
| બિહાર | ૫૧.૨૯ | મધ્યભારત | ૨૨.૪૨ | ભોપાળ | ૩.૯૦ |
| મુંબઈ | ૧૪૬.૪૪ | મ્હૈસુર | ૩૬.૬૦ | બિલાસપુર | ૦.૫૭ |
| મધ્ય પ્રદેશ | ૪૩.૦૮ | પેપ્સુ | ૮.૧૪ | કુર્ગ | ૦.૭૩ |
| મદ્રાસ | ૧૪૦.૮૪ | રાજસ્થાન | ૧૬.૮૨ | દિલ્હી | ૭.૪૮ |
| ઓરિસા | ૧૭.૮૪ | સૌરાષ્ટ્ર | ૨૦.૪૧ | હિમાચલપ્રદેશ | ૪.૫૫ |
| પંજાબ | ૨૦.૨૧ | ત્રાવણકોર-કોચીન | ૨૭.૩૨ | કચ્છ | ૩.૦૫ |
| ઉત્તર પ્રદેશ | ૯૭.૮૩ | | | મણિપુર | ૧.૫૫ |
| પશ્ચિમબંગાળ | ૬૯.૧૦ | | | ત્રિપુરા | ૨.૦૭ |
| | | | | વિંધ્યપ્રદેશ | ૬.૩૯ |
| કુલ | ૬૧૦.૧૨ | | ૧૭૩.૨૬ | | ૩૧.૮૬ |

નીચે આપવામાં આવેલો કોઠો યોજનાની નાણાંકીય ભૂમિકા બતાવે છે :

| | કેન્દ્ર | રાજ્ય | કુલ |
|---|---|---|---|
| વિકાસ પેટેનું આયોજિત ખર્ચ | ૧,૨૪૧ | ૮૨૮ | ૨,૦૬૯ |
| અંદાજિત આમદાની સાધનો | | | |
| ૧. ચાલુ આમદાનીઓમાંથી બચત | ૩૩૦ | ૪૦૮ | ૭૩૮ |
| ૨. થાપણ વસૂલાત (અનામતમાંથી ઉપાડ સિવાય) | ૩૯૬ | ૧૨૪ | ૫૨૦ |
| ૩. યોજનાના સંબંધમાં સરકારની માહોમાંહેની આંતરિક લેવડદેવડ (એટલે કે 'કેન્દ્રની સહાય') | –૨૨૯ | ૨૨૯+ | — |
| | ૪૯૭ | ૭૬૧ | ૧,૨૫૮ |

| | | | |
|---|---|---|---|
| બહારથી મળી ચૂકી હોય તેવી સાધનસહાય ૧૫૬ | | — | ૧૫૬ |
| કુલ : | ૬૫૩ | ૭૬૧ | ૧,૪૧૪ |

યોજના માટેની નાણાંકીય સાધનસવલતની ગણતરી દરમિયાન બતાવવામાં આવ્યું છે તેમ જાહેર વિકાસ કાર્યક્રમ માટે જરૂરી રૂા. ૬૫૬ કરોડની બાકી રકમ, પ્રાપ્ય એવા વધારાનાં બાહ્ય સાધનો દ્વારા અથવા શક્ય પ્રમાણમાં આંતરિક કર અને લોન તથા પૂરકભંડોળ (ડેફીસીટ ફિનાન્સીંગ) દ્વારા મેળવવી રહેશે.

## પરિણામોનો અંદાજ

| | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|
| **૧. ખેતી** | | |
| અનાજ (ટનની સંખ્યા લાખમાં) ... | ૫૨૭ | ૬૧૬ |
| રૂ (લાખ ગાંસડી) ... ... | ૨૯૭ | ૪૨.૨ |
| શણ (લાખ ગાંસડી) ... ... | ૩૩.૦ | ૫૩.૯ |
| શેરડી (લાખ ટન) ... ... | ૫૬ | ૬૩ |
| તેલી બિયાં (લાખ ટન) ... ... | ૫૧ | ૫૫ |
| **૨. સિંચાઇ અને વિદ્યુતબળ** | | |
| સિંચનના મોટાં કામો (લાખ એકર)... | ૫૦ | ૮૫ |
| સિંચનનાં નાના કામો ... ... | ૫૦ | ૧૧૨ |
| વિદ્યુતબળ (સ્થાપિત શક્તિ લાખ કી. વૉ) | ૨૩ | ૩૫ |
| **૩. ઉદ્યોગો** | | |
| લોખંડ અને પોલાદ (લાખ ટન) ... | — | — |
| ફાઉન્ડરીઓ માટે પ્રાપ્ય એવું ઢાળાતું લોખંડ ... ... ... | ૩.૫ | ૬.૬ |
| તૈયાર પોલાદ ... | ૯.૮ | ૧૩.૭ |
| સીમેંટ (લાખ ટન) ... ... | ૨૬.૯ | ૪૮.૦ |
| એલ્યુમિનિયમ (હજાર ટન) ... | ૩.૭ | ૧૨.૦ |

| | | |
|---|---|---|
| **રાસાયણિક ખાતરો (હજાર ટન)** | | |
| એમોનિયમ સલ્ફેટ ... ... | ૪૬.૩ | ૪૫૦.૦ |
| સુપરફોસ્ફેટ ... ... | ૫૫.૧ | ૧૮૦.૦ |
| **રેલવે** | | |
| રેલવે એંજીનો (નંગ) ... ... | — | ૧૭૦ |
| મશીન ટુલ્સ (હજાર) ... ... | ૧.૧ | ૪.૬ |
| પેટ્રોલિયમ શુદ્ધિ: પ્રવાહી પેટ્રોલિયમ (લાખ ગેલન) | આંકડા તૈયાર નથી | ૪૦૩૦ |
| ડામર (હજાર ટન) ... ... | ,, | ૨૭.૫ |
| **સુતરાઉ બનાવટો** | | |
| સુતર (લાખ રતલ) ... ... | ૧૭,૧૬૦ | ૧૬,૪૦૦ |
| મીલનું કાપડ (લાખ વાર) ... | ૩૭,૦૮૦ | ૪૭,૦૦૦ |
| હાથશાળનું કાપડ (લાખ વાર) ... | ૮,૧૦૦ | ૧૭,૦૦૦ |
| શણની બનાવટો (હજાર ટન) ... | ૮૯૨ | ૧,૨૦૦ |
| **કૃષિ યંત્રો** | | |
| ક યંત્રબળથી ચાલતા પંપ (હજાર) | ૩૪.૩ | ૮૫.૦ |
| ખ ડીઝલ એંજીનો (હજાર) ... | ૫.૫ | ૫૦.૦ |
| બાઇસિકલો (હજાર) ... ... | ૯૯ | ૫૩૦.૦ |
| પાવર આલ્કોહોલ (લાખ ગેલન) ... | ૫૦, | ૧૮૦ |
| **૪. વાહનવ્યવહાર** | | |
| **વહાણવટું (ટનેજ)** | | |
| જળકાંઠા ઉપર (જી. આર. ટી. હજાર) | ૨૧૧.૦ | ૩૧૫.૦ |
| દરિયાપારનું ( ,, ) | ૧૭૩.૫ | ૨૮૩.૦ |
| **રસ્તા** | | |
| રાષ્ટ્રીય ધોરીમાર્ગો (હજાર માઇલ)... | ૧૧.૯ | ૧૨.૫ |
| વિવિધ રાજ્યોમાંના રસ્તાઓ (હજાર માઇલ) | ૧૭૬ | ૨૦.૬ |

| | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|
| **૫. શિક્ષણ** | | |
| શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા | | |
| પ્રાથમિક શાળાઓમાં (લાખ) ... | ૧૫૧.૧ | ૧૮૭.૯ |
| જુનિયર બેઝિક શાળાઓમાં (લાખ) | ૨૯.૦ | ૫૨.૮ |
| માધ્યમિક શાળાઓમાં (લાખ) ... | ૪૩.૯ | ૫૭.૮ |
| ઔદ્યોગિક શાળાઓમાં (હજાર)... | ૧૪.૮ | ૨૧.૮ |
| બીજી હુન્નરઉદ્યોગ વિષયક અને ધંધાદારી | | |
| તાલીમ શાળાઓમાં (હજાર) ... | ૨૬.૭ | ૪૩.૬ |
| **૬. આરોગ્ય** | | |
| ઈસ્પિતાલોમાં બીછાનાની | | |
| સંખ્યા (હજાર) ... ... | ૧૦૬.૫ | ૧૧૭.૨ |
| દવાખાનાની સંખ્યા : | | |
| શહેરી દવાખાના (કુલ સંખ્યા) ... | ૧,૩૫૮ | ૧,૬૯૫ |
| ગ્રામવિસ્તારમાંના દવાખાના કુલ સંખ્યા | ૫,૨૨૯ | ૫,૮૪૦ |
| **૭. ખિલવણી સંસ્થાઓ (કુલ સંખ્યા)** | | |
| પંચાયતો (હજાર) ... ... | ૫૫.૧ | ૬૯.૧ |
| સહકારી સોસાયટીઓ | | |
| ધીરાણ સંબંધી (હજાર) ... | ૮૭.૮ | ૧૧૨.૫ |
| વેચાણ અને માર્કેટીંગ | | |
| સંબંધી (હજાર) ... | ૧૪.૭ | ૨૦.૭ |
| વિવિધલક્ષી (હજાર) ... | ૩૧.૫ | ૪૦૫ |
| લિફ્ટ ઈરિગેશન સંબંધી | | |
| (કુલ સંખ્યા) ... | ૧૯૨.૦ | ૫૧૪.૦ |
| સહકારી ખેતી સંબંધી | | |
| (કુલ સંખ્યા) ... ... | ૩૫૨.૦ | ૯૭૫.૦ |
| અન્ય (હજાર) ... ... | ૨૭.૩ | ૩૫.૮ |
| કુલ (હજાર) ... ... | ૧૬૨.૯ | ૨૧૧.૧ |

ગ્રામવિકાસ યોજના અને કૃષિ વિસ્તારની સેવાઓ દ્વારા પંચવર્ષીય યોજનામાં ગામડાંઓનું સામાજિક અને આર્થિક જીવન પલટાવી નાખવાની નેમ રાખવામાં આવેલી છે. પ્રત્યેક ગ્રામવિકાસ યોજનામાં ૩૦૦ ગામડાંઓ લેવામાં આવ્યાં છે. જેની આસપાસ ૪૫૦ થી ૫૦૦ ચોરસ માઈલ વિસ્તાર અને ૧,૫૦,૦૦૦ એકર જમીન તથા ૨,૦૦,૦૦૦ જેટલી જનસંખ્યાને આવરી લેવામાં આવી હશે. આ પ્રત્યેક યોજનાના વિસ્તારને ત્રણ વિકાસ ઘટકોમાં અને પ્રત્યેક ઘટકને પાંચ-પાંચ ગામડાંના જૂથોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. ખેતી અને તેને લગતી બાબતો, સંદેશ-વ્યવહાર, શિક્ષણ, આરોગ્ય, પૂરક નોકરીધંધા, વસવાટ, તાલીમ, સામાજિક કલ્યાણ વગેરે દિશાઓમાં આ ગ્રામવિકાસ યોજના હેઠળ કામકાજ થશે.

## ત્રણ વર્ષનું કાર્ય

૧૯૫૪ના આરંભે આયોજનપંચે પ્રગતિનો ખ્યાલ આપતું એક નિવેદન કર્યું છે. તે અનુસાર ઉચિત રીતે એમ કહી શકાય, કે પંચવર્ષીય યોજનાના તાત્કાલિક ઉદ્દેશે મહદંશે સિદ્ધ થયા છે. આમાં કોરિયન વિગ્રહનો અંત આવ્યો એ ઘટનાએ તેનો ભાગ ભજવ્યો છે, અને કુદરતે પણ મહેરબાની દાખવી છે. એમ છતાં યોજનાએ જે ફાળો આપ્યો છે તે મહત્ત્વનો અને અચૂક છે અને એની સમયસરની સિદ્ધિ ભવિષ્ય માટેની શુકનવંતી વાણી સમાન છે.

જ્યારે યોજના ઘડાઇ ત્યારે, અર્થતંત્રને ડોલાવી નાખતા ફુગાવાના દબાણનો ભય, બગડતી જતી અન્ન પરિસ્થિતિ, મોટા પ્રમાણમાં અનાજની આયાત, શણ અને સુતરના

પુરવઠામી ગ્લાનિજનક સ્થિતિ તથા નાણાંભરણાંની અંસમ તોલ પરિસ્થિતિ, એ ચિંતા ને વિચારણાની મુખ્ય બાબતો હતી. વધારામાં, કોરિયન વિગ્રહને કારણે પ્રવર્તમાન વિષમતાને વેગ મળ્યો હતો અને ઔદ્યોગિક ઉત્પાદનને એથી ઘણું નુકસાન થયું હતું. ઉપર દર્શાવેલી આર્થિક સ્થિતિ ત્યાર પછી બદલાઇ ગઇ છે અને ૧૯૫૦–૫૧ માં આપણને જે ચિંતાઓ ઘેરી રહી હતી એમાંથી કેટલેક અંશે આપણે મુક્ત બન્યા છીએ.

યોજના પૂર્વે અને યોજનાનો અમલ થવાની શરૂઆત થઈ પછી, જે જે પ્રયત્નો થયા એનાં ફળ લોકોને મળવાનાં શરૂ થઇ ગયાં છે. ૧૯૫૨–૫૩ દરમ્યાન અનાજના ઉત્પાદનમાં ૭૪ લાખ ટનની વૃદ્ધિ થઈ. ૧૯૫૩–૫૪ નુ અન્નનું ભાવિ સ્પષ્ટ રીતે જ ઉજળું છે. બે વરસથી અનુકૂળ થયેલી અન્ન અંગેની પરિસ્થિતિએ છેલ્લાં ઘણાં વરસોથી જનતામાં વ્યાપેલી અછતની લાગણીને હઠાવી નાખી છે. ઔદ્યોગિક ઉત્પાદનનો આંક ૧૯૫૧ માં ૧૧૭ નો હતો તે ૧૯૫૨ માં ૧૨૯ અને ૧૯૫૩ ના પ્રથમ આઠ મહિના દરમ્યાન ૧૩૪ સુધી ગયો છે. સાથેસાથે સામાન્ય રોજીંદી જરૂરિયાતની ચીજવસ્તુઓ અને ખાસ કરીને કાપડ વધારે પ્રમાણમાં પ્રાપ્ય બન્યા છે.

૧૯૫૧ માં નિકાસજકાતમા કરેલો વધારો અને નાણાં–ધીરાણ પર નિયંત્રણ જેવા, સરકારે લીધેલા સંખ્યાબંધ મહેસૂલને લગતા પગલાંને પરિણામે, ફુગાવો સર્જનારાં બળો કાબૂ હેઠળ આવ્યાં છે. જથ્થાબંધ ભાવનો આંક જે ૧૯૫૧

ના અંત સુધીમાં ૪૩૦ સુધી તો નીચે ગયો જ હતો તે ૧૯૫૩ના ઓક્ટોબરમાં ૩૯૩.૬ ઉપર હતો.

આ બધી પ્રગતિ સાથે નાણાંભરણાંની પુરાંતની સ્થિતિમાં પણ સુધારો થયો છે. ૧૯૫૧-૫૨ના વર્ષમાં ૧૩૪ કરોડ રૂ. ની ખાધ હતી; જ્યારે ૧૯૫૩ જૂનમાં પૂરા થયેલા નાણાંકીય વરસમાં રૂ. ૬૪ કરોડની પુરાંત દર્શાવાઈ છે. ભારતનું સ્ટર્લીંગ ભંડોળ અત્યારે રૂ. ૭૦૦ કરોડનું છે.

ત્રણ વરસ દરમ્યાન યોજના પર થયેલો ખર્ચ લગભગ ૧,૦૦૦ કરોડ રૂપિયાથી સહેજ ઓછો હશે. પ્રથમ વર્ષ (૧૯૫૧-૫૨) દરમ્યાન રૂ. ૨૬૧.૭ કરોડનો ખર્ચ થયેલો; બીજા વર્ષ (૧૯૫૨-૫૩) દરમ્યાન આંકડો રૂ. ૩૨૩.૫ કરોડ સુધી પહોંચેલો અને ચાલુ વર્ષ દરમ્યાન નિર્ધારિત ખર્ચનો આંકડો ૪૧૩ કરોડ રૂ. નો છે. આમ, કેટલીક પ્રારંભિક મુશ્કેલીઓ હોવા છતાં, યોજના અંગેનો ખર્ચ ઉત્તરોત્તર વધારતા જવાનું શકય બન્યું છે. યોજનાના હવેના બે વર્ષમાં ખર્ચવા માટેની સિલકનો આંકડો ૧,૦૬૯ કરોડ રૂ. નો છે અને એ ઉપરાંત યોજનાના તાજેતરમાં થયેલા વિસ્તારને પરિણામે રૂ ૧૭૫ કરોડ જેટલો બીજો ખર્ચ કરવામાં આવશે.

નાની બચતનાં ક્ષેત્રમાં પણ સારા પ્રમાણમાં પ્રવૃત્તિ થઈ રહી છે પંચવર્ષીય યોજનાની મુદત દરમ્યાન આ રીતે ૨૭૦ કરોડ રૂ. મેળવવાનું લક્ષ્ય રાખવામાં આવ્યું છે, એમાંથી ૧૦૩ કરોડ રૂ.ની બચત તો પહેલાં બે વર્ષમાં મેળવી શકાઈ છે. પહેલાં ત્રણ વર્ષ દરમ્યાન મધ્યસ્થ

સરકારે રાજ્યોને આપેલી મદદનો આંક ૧૮૩ કરોડ રૂ.નો છે, જેમાંથી ૧૬૩ કરોડ લોન તરીકે અને ૨૦ કરોડ ગ્રાન્ટ તરીકે આપવામાં આવ્યા હતા.

બહારથી મળેલી સહાય ૧૯૩ કરોડ રૂ.ની છે. આ સહાય યુનાઈટેડ સ્ટેટ્સ તરફથી કેનેડા, ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલેન્ડનો જેમાં સમાવેશ થાય છે, તે કોલબો યોજના તરફથી તથા ફોર્ડ ફાઉન્ડેશન અને નોર્વે તરફથી મળેલી છે આતરરાષ્ટ્રીય બેંક તરફથી લોનના રૂપમા પણ કેટલીક સહાય મળી છે.

## કૃષિ

ભારત કૃષિપ્રધાન દેશ છે કુલ વસ્તીના લગભગ ૭૦ ટકા લોકો ખેતી ઉપર ગુજારો કરે છે અને રાષ્ટ્રીય આવકના ૪૮ ટકા ખેતીમાથી પ્રાપ્ત થાય છે ખાડ અને કાપડના ઉદ્યોગોનો કાચો માલ પૂરો પાડવા ઉપરાંત ઘણો માલ નિકાસ પણ થાય છે લાખમા તો લગભગ ઇજારો તેની પાસે જ છે અને ચા તથા તેલીબિયાના ઉત્પાદનમા તે દુનિયામા અગ્રસ્થાને છે. ચોખા, શણ, તમાકુ અને કપાસના ઉત્પાદનમા તે દુનિયાના દેશોમા બીજે નબરે છે.

આખા દેશમા કુલ ૨૬ કરોડ ૬૦ લાખ એકર જમીનમા વાવેતર થાય છે ખેડાણ હેઠળની કુલ જમીનના ૧૯ ટકા જેટલી જમીનને જળસિંચન યોજનાનો લાભ મળે છે, જ્યારે બાકીની જમીનને વરસાદ પર આધાર રાખવાનો રહે છે જળબંધોની યોજના પૂરી થતા પાક બે થી ચાર ગણો વધશે એવી ધારણા રાખવામા આવે છે. આટલી જમીન ઉપર ૨૪ કરોડ ૯૦ લાખ લોકોનો જીવનનિર્વાહ ચાલે છે, જેમા ખેતમજૂરો, ગણોતિયાઓ નાના સ્વતંત્ર ખેડૂતો તેમ જ જમીનદારોનો સમાવેશ થઇ જાય છે.

ભારતના મુખ્ય પાકમાં ઘઉં, ચોખા, જુવાર, બાજરી, મકાઈ, ચણા, કપાસ, શેરડી છે. એકરદીઠ સરેરાશ પાકનું પ્રમાણ ઇજિપ્ત અને જાપાનના કરતા ત્રીજા ભાગનું છે. ઇજિપ્તમા એકરદીઠ ભારતના કરતા ૭ ગણો કપાસ થાય છે. આનું મુખ્ય કારણ જમીનની ખરાબી, અણપૂરતી જળયોજનાઓ અને વારંવાર આવી પડતી દુષ્કાળ, રેલ અને જંતુ ઉપદ્રવની આફતો છે. એમ છતા અન્ન ઉત્પાદનની બાબતમાં આપણે સારી પ્રગતિ કરી રહ્યાં છીએ.

જમીનનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે.

| | હજાર એકર |
|---|---|
| ખેડાયેલી જમીન | ૩,૦૭,૮૦૦ |
| ખેડાયેલી પણ પડતર જમીન | ૫૯,૩૭૦ |
| વાવેત-વાળી જમીન | ૨,૬૮,૪૩૦ |
| જંગલો | ૯૩,૩૯૦ |
| ન ખેડી શકાય તેવી જમીન | ૯૯,૫૭૦ |
| વણખેડાયેલી જમીન | ૧,૦૨,૬૬૦ |
| પ્રકીર્ણ | ૬૦ |
| કુલ | ૬,૨૩,૪૮૦ |

૧૯૫૦–૫૧ના મૂળ વરસની સરખામણીમા અનાજનું ઉત્પાદન '૫૨–'૫૩ દરમ્યાન ૪૪ લાખ ટન વધ્યું. દર આઠે એક ગ્રામવાસી કા તો ગ્રામવિકાસ યોજના અથવા તો રાષ્ટ્રીય કૃષિવિસ્તારણ સેવા દ્વારા લાભ મેળવે છે. ૩ કરોડ ૭૦ લાખથી વધુ જનસંખ્યા ધરાવતા લગભગ ૪૭ ૦૦૦થી પણ વધુ ગામડા આજ સુધીમા આ યોજના હેઠળ આવરી લેવામા આવ્યા છે.

જમીનની પુનર્વ્યવસ્થા : યોજનાના પ્રથમાર્ધ સમય દરમ્યાન ખરાબ થઈ ગયેલી ૫,૦૦,૦૦૦ એકર જમીનને ફરી ખેડાણ યોગ્ય બનાવવામા આવી છે.

## જળસિંચન

૧૯૫૧ માં પંચવર્ષીય યોજના અમલમાં આવી તે પહેલા પણ જળસિંચન અંગેની કેટલીક યોજનાઓ શરૂ થઇ હતી તાત્કાલિક કાર્યક્રમમાં ૧૪૦ નહેર યોજનાઓ અને ૧૦૦ વિદ્યુત બળ યોજનાઓ પાર પાડવા ઉપરાત કેટલીક લાબા ગાળાની યોજનાઓની શરૂઆત પણ થશે ૫ચવર્ષીય યોજનામા એને અંગે લગભગ ૬૭૦ કરોડ રૂ ની, જોગવાઇ કરવામા આવી છે. મુખ્યમુખ્ય બધો તથા તેના ખર્ચનો અદાજ નીચે પ્રમાણે છે. આમાથી કેટલીક યોજનાઓ સંપૂર્ણ થવા આવી છે, કેટલીકની શરૂઆત થઇ છે.

| બંધનું નામ | ખર્ચનો અંદાજ (લાખ રૂપિયા) |
|---|---|
| ભાકરા નાગલ | ૧૫૬,૦૦ |
| ચંબલ | ૪૮,૦૦ |
| સાબરમતી | ૧૮,૨૨ |
| કાકડાપાર | ૬,૨૬ |
| ગગાપુર | ૩,૩૪ |
| કોયના | ૩૬,૦૦ |
| ધટપ્રભા | ૫ ૦૫ |
| કોસી | ૬૬,૦૦ |
| મયુરાક્ષી | ૧૫,૫૦ |
| દામોદરવેલી | ૭૭,૮૦ |
| હિરાકુડ | ૯૨ ૮૦ |
| મચકુડ | ૧૯ ૮૫ |
| તુગભદ્રા | ૪૯ ૬૮ |
| ભવાની | ૯ ૦૭ |

દ્વિતિય ૫ચવર્ષીય યોજનાને અંતે આમાથી કેટલાક મુખ્ય કામ પૂરા થશે ત્યારે ૧ ૬૯ લાખ એકર જમીનને પાણી મળશે અને ૧૪




પંચવર્ષીય યોજનામાં નદી બંધોનું સ્થાન કેટલું વ્યાપક અને અગત્યનું છે તેનો આ નકશો ખ્યાલ આપે છે.

લાખ કિલોવાટ વીજળીબળનું ઉત્પાદન થશે. અનાજમાં વરસે ૭૬ લાખ ટનનો વધારો થશે. ૧૯૫૩ સુધીની યોજનાની મુદત દરમ્યાન ૧૫ લાખ એકર જમીનને જળસિંચાઈનો લાભ મળ્યો છે અને ૪,૨૫,૦૦૦ કિલોવોટ વિદ્યુતબળનું ઉત્પાદન થયું છે. નાની જલ સિંચન યોજનાઓ દ્વારા ૧૯૫૨ના અંતભાગ સુધીમાં ૨૫ લાખ એકર જમીનને પાણી પૂરું પાડવામાં આવ્યું હતું.

આ ઉપરાંત ભારત સરકાર તેમજ વિવિધ રાજ્યોની સરકારોની યોજનાઓ હેઠળ ખોદવામાં આવનારા ૩,૬૬૫ કૂવાઓ વડે ૧૪.૪૬ લાખ એકર જમીનને સિંચન મળશે અને અન્ન ઉત્પાદનમાં વાર્ષિક ૨.૬૭ લાખ ટનનો વધારો થશે એવી ધારણા છે. તદુપરાંત ભૂગર્ભ જળની તપાસ માટે ખોદવામાં આવનારા અજમાયશી ૩૫૦ પાતાળ કૂવાઓમાંથી ૧૭૫ કૂવાઓ કામકાજ નિવડશે અને તેમાંથી ૭૦,૦૦૦ એકર જમીનને પાણી મળશે તથા વાર્ષિક ૧૦,૫૦૩ ટન અન્ન વધારો થશે એવો ખ્યાલ છે.

## જંગલો

ભારતના જંગલો ૧,૬૦,૧૦૪ ચોરસમાઈલના એટલે કે કુલ જમીન વિસ્તારના ૧૩.૧૦ ટકા ભાગમાં ફેલાયેલા છે. એમાંથી ૧,૦૧,૬૬૮ ચો.મા. અનામત જંગલો છે, ૧૭.૯૪૯ ચો. મા. સંરક્ષિત જંગલો છે અને બાકીનાં ૨૭,૭૩૫ ચો. મા. જંગલો વર્ગીકરણ વગરના છે. જંગલોમાંથી બળતણ અને ટીમ્બર ઉપરાંત વાંસ, નેતર, ફાઈબર, ગુંદર, તેલ, ઔષધિ, રંગ, રેઝીન, ફળો અને ઘાસ મળે છે. યુદ્ધના વર્ષો દરમ્યાન જંગલોની સારી પેઠે અવગણના થયેલી. ઉપર જણાવેલી વસ્તુઓના ઉત્પાદન ઉપરાંત જંગલો વરસાદ માટે તેમજ જમીનનું ધોવાણ અટકાવવા માટે પણ ઘણા અગત્યના છે. રાષ્ટ્રીય સરકારે એ અંગે નવી નીતિ યોજીને વધુ કાળજી લીધી છે અને વૃક્ષસંરક્ષણનું મહત્ત્વ સમજાવવા માટે તેમજ વિકાસ માટે વન મહોત્સવની યોજના ઘડી છે.

## મત્સ્ય ઉદ્યોગ

બીજા વિશ્વયુદ્ધ સમયે અનાજની ખેંચ વખતે મત્સ્ય ઉદ્યોગની અગત્ય સમજાઈ હતી. ભારતનો કિનારો ઘણી જગ્યાએ છીછરો હોવાથી આ ઉદ્યોગનાં વિકાસ માટે પુષ્કળ શક્યતાઓ પડેલી છે. 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ વખતે આ ઉદ્યોગ ખીલવવા માટે પણ રાજ્યોને ટેકનિકલ તથા આર્થિક સહાય આપવામાં આવી હતી. માછલીમાંથી બનતા સાર્ડાઈન અને શાર્ક લિવર તેલનું ભારતમાં વ્યાપારી પાયા ઉપર ઉત્પાદન થઈ રહ્યું છે.

આ ઉદ્યોગના વિકાસ માટે પંચવર્ષીય યોજના અનુસાર, માછલી પકડવા માટેની હોડીઓનું યંત્રીકરણ કરવાની શરૂઆત થઇ છે. નોર્વે-સહાય કાર્યક્રમના એક અંગ તરીકે ત્રાવણકોર-કોચિનમાં આ ઉદ્યોગના વિકાસનો કાર્યક્રમ પૂરઝડપથી ચાલી રહ્યો છે. બરાકપુર ખાતેનું સંશોધન કેન્દ્ર માછલીના સંગ્રહ તથા હેરફેર અંગેની ટેકનિક પર કામ કરી રહ્યુ છે.

## પશુધન

ભારતમા ૨૯ કરોડ કરતાં વધુ પશુધન છે એમા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. ૧. ગાય, ભેંસ, બળદ વ. જેની સંખ્યા ૧૯,૫૦,૮૪,૦૦૦ છે. ૨. ઘેંટા, બકરાં વ. એની સંખ્યા ૮,૮૫,૮૬ ૦૦૦ છે. ૩. ઘોડા. ટટ્ટુ, ખચ્ચર, ગધેડાં, ઊંટ વ. એની સંખ્યા ૭૮,૭૦,૦૦૦ ની છે.

ગુણવત્તાની દષ્ટિએ ભારતનાં પશુઓ નિર્બળ છે. એનુ દૂધનું ઉત્પાદન અત્યંત ઓછું છે. ભારતમા એક ગાય સરેરાશ વાર્ષિક ૪૧૩ રતલ દૂધ આપે છે; જ્યારે હૉલેન્ડ, ઇગ્લેંન્ડ, ન્યુઝીલેન્ડ જેવા દેશોમા ગાયદીઠ સરેરાશ ૫,૦૦૦ થી ૭,૦૦૦ રતલ જેટલું ઉત્પાદન થાય છે. ભારતનું વાર્ષિક દૂધ-ઉત્પાદન ૧ કરોડ ૭૭ લાખ ટન છે. દૈનિક માથાદીઠ દૂધ અને દૂધની બનાવટોની વપરાશ ૫.૪૫ ઔંસ છે.

# ખનિજસંપત્તિ

અન્ય રાષ્ટ્રોની સરખામણીમાં તેમ જ આપણા દેશનાં વસતી વિસ્તાર જોતાં આપણને મળેલી ખનિજસંપત્તિ ઓછી કહેવાય. સંપત્તિ પ્રમાણમાં ઓછી હોવા છતાં તાત્કાલિક વિકાસ માટે પૂરતી છે. તે ઉપરાંત ખનિજ–શોધનની કેટલીક નવી પદ્ધતિઓ અપનાવવાથી સંભવ છે કે આપણને ધરતીમાંથી નવા ભંડારો મળી આવે.

દુનિયાના અબરખના ૬૦ ટકા ભારતમાં થાય છે; જે બીજા કોઈ પણ એક રાષ્ટ્રના કરતાં વધારે છે. અહીંનું કાચું લોખંડ ગુણવત્તાની દૃષ્ટિએ દુનિયામાં શ્રેષ્ઠ છે. લોખંડના ઉત્પાદનમાં ભારત ત્રીજું છે. આ ઉપરાંત મેંગેનીઝ, બોક્સાઈટ, મોનેઝાઈટ, ટિટેનિયમ જેવી ધાતુઓના ઉત્પાદનમાં ભારત અગ્રસ્થાને છે અને તેની નિકાસ કરે છે.

કોલસો, કાચું સિમેન્ટ, કાચું એલ્યુમિનિયમ, તાંબાની કાચી ધાતુ, સ્લેટ, ચુનાનો પથ્થર, ક્રોમ, બેરિયમ, ફાયરક્લેસ અને એવી બીજી કેટલીક વસ્તુઓમાં આપણે સ્વાવલંબી છીએ. ભારતમાં દર વર્ષે ત્રણ કરોડ રૂ. ની કિંમતનું સોનું ઉત્પન્ન થાય છે. આ સિવાય રૂપું, નિકલ, પેટ્રોલિયમ, ગંધક, સીસું, જસત, ટીન, પારો, મેકાઈટ, આસ્ફાલ્ટ જેવી કેટલીક ધાતુઓ પ્રમાણમાં ઓછી છે અને તેની આપણે પરદેશથી આયાત કરવી પડે છે.

જુદી જુદી ખનિજો નીચે પ્રમાણે વિવિધ રાજ્યોમાં મળી આવે છે.

| વસ્તુ | સ્થળ |
|---|---|
| અબરખ, લોખંડ, તાંબુ, મેગ્નેસા | દ. બિહાર, ઉ. ઓરિસ્સા, પ. બંગાળ, મૈસુર, ઉ. મદ્રાસ, મધ્ય રાજસ્થાન, રાણીગંજ, ઝરિયા |
| કોલસો-(લિગ્નાઈટના સ્વરૂપમાં) | હૈદરાબાદ, મધ્ય પ્રદેશ, મદ્રાસનો કિનારો |

| | |
|---|---|
| મુદ્રણો માટે ઉપયોગી ઇલ્મે-નાઇટ, મોનેઝાઇટ | ત્રાવણકોરના કિનારાની રેતીમાં |
| મેગ્નેસાઈટ | મદ્રાસની ટેકરીઓમાં |
| સોનું | મ્હૈસુરની કોલારની ખાણોમાં |
| બોક્સાઇટ, ક્રોમાઇટ, જીપ્સમ બાંધકામના પથ્થરો | જુદા જુદા વિસ્તારો |

રાષ્ટ્રીય સરકારે ખનિજ અંગે વ્યવસ્થિત નીતિ દાખલ કરી છે અને તે અંગે 'ઇન્ડીઅન બ્યુરો ઓફ માઇન્સ'ની રચના કરી છે. તેનું કામ 'જિયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડીઆ' સંસ્થાના સહકારમાં ભારતની તમામ ખનિજ સંપત્તિનો અંદાજ કાઢવાનું, ખાણના માલિકોને વધુ અનુકૂળ પદ્ધતિ અંગે નિર્દેશ આપવાનું, દેશહિતની દૃષ્ટિએ નિકાસને નિયંત્રિત રાખવાનું અને વિકાસ અર્થે સંશોધન કાર્ય ચલાવવાનું છે.

## ઉદ્યોગો

દુનિયાના ઉદ્યોગપ્રધાન દેશોમાં ભારતનો નંબર આઠમો છે. કાપડ અને શણની મીલો તથા પોલાદના કારખાનાં ઉપરાંત કાપડઉદ્યોગના યંત્રો, વીજળીપંપ, રેડિયો, સાઇકલ, સિમેન્ટ, કાગળ, દીવાસળી, રેલ્વે એન્જિનો, એમોનિયમ સલ્ફેટ, મોટરકાર અને સીવવાના સંચાનું ઉત્પાદન ભારતમા ઓછાવત્તા પ્રમાણમાં થાય છે, દવાઓના ૬૦ થી ૭૦ ટકા દેશમા જ બને છે.

ઉદ્યોગોમાં પરદેશી મૂડીના રોકાણને નિયંત્રિત કરવામા આવ્યું છે. વધુ જરૂરિયાતના ઉદ્યોગોમાં, નવા ઉદ્યોગોમાં તથા જેમાં ખાસ અનુભવ અને ટેકનિકલ કુશળતાની જરૂર પડે તેવા ઉદ્યોગોમાં જ પરદેશી મૂડીના રોકાણને સરકારની મંજૂરી મળશે. લાંબા ગાળાની પરદેશી મૂડીનું રોકાણ અત્યારે ૬૧૩.૧૧ કરોડ રૂ. છે, વિદેશી માલની હરીફાઈ સામે ભારતી ઉદ્યોગોને રક્ષણ આપવાની તથા આર્થિક પટ

અયોગ્ય બોજ ન પડે તે રીતે દેશની સંપત્તિનો ઉપયોગ કરવાની નીતિ સરકારે સ્વીકારી છે.

ખાસ ઉદ્યોગોને રક્ષણ આપવાની વિચારણા કરવા માટે જકાત કે બીજા કરમાં ફેરફાર કરવાનું સૂચવવા તથા એ રક્ષણ આપવાથી ભાવની સપાટી અને જીવનખર્ચમાં થતા ફેરફાર તપાસવા સારુ ટેરિફ કમિશનની રચના કરવામા આવી છે. ઉદ્યોગોના ટેકનિકલ પ્રશ્નોનું સંશોધન કરવા માટે પ્રયોગશાળાઓ સ્થાપવામાં આવી છે. કાઉન્સિલ ઑફ સાયન્ટીફીક ઍન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ, એ દિશામાં સંશોધન કરે છે.

ભારતના મુખ્ય ઉદ્યોગોમા કાપડ, શણ, લોખંડ અને પોલાદ, ઇજનેરી ઉદ્યોગો, કોલસો, ખાંડ, મીઠું, સિમેન્ટ, ચા, કોફી, રબર છે.

પંચવર્ષીય યોજના પ્રમાણે ઉદ્યોગોમાં આજ સુધી થયેલી પ્રગતિ નીચે પ્રમાણે છે.

**સુતરે અને કાપડ:** સુતરાઉ કાપડનું ઉત્પાદન ૧૯૫૦–૫૧ માં ૧૭,૭૯૦ લાખ રતલ હતું તે વધીને ૫૨–૫૩ માં ૪૯,૦૫૦ લાખ રતલ થયું હતું. મીલકાપડની બાબતમાં યોજનામા નક્કી થયા પ્રમાણે ૪૭,૦૦૦ લાખ વાર કાપડના લક્ષ્યાંકની કરતાં પણ આ ઉત્પાદન વધી ગયું છે.

**લોખંડ અને પોલાદ:** સરકારની માલિકીના નવા પોલાદના કારખાના સંબંધમાં, મેસર્સ ક્રુપ્પ અને ડીમેગ સાથે આર્થિક અને ટેકનિકલ સહકાર મેળવવા અંગેના કરાર થઈ ગયા છે. તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપની, ધી ઇન્ડીઅન આયર્ન ઍન્ડ સ્ટીલ કંપની અને ધી મૈસોર આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીની વિકાસ યોજનાઓએ પ્રગતિ સાધી હતી. ધી ઇન્ડીઅન આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીને, તેની વિકાસની યોજના માટે વિશ્વબેંક પાસેથી ૩૧૫ લાખ ડૉલરની લોન મેળવવા સરકારે સહાય કરી હતી. ૧૯૫૨ના ૧૧,૦૧,૦૦૦ ટનની સરખામણીમાં લોખંડ અને પોલાદનું ઉત્પાદન ૧૦,૨૭,૦૦૦ ટન એવો અંદાજ છે.

**સિમેન્ટ:** ૧૯૫૦–૫૧ માં સિમેન્ટનું ઉત્પાદન ૨૬.૯ લાખ ટન હતું તે વધીને ૧૯૫૨–૫૩ માં ૩૭.૩ લાખ ટનનું થયું હતું.

**ખાતર:** સીંદરીના કારખાનામાં કામ પૂરું થતાં સલ્ફેટ ઓફ એમોની આનું ઉત્પાદન ૧૯૫૧ માં ૪૬,૩૦૪ ટન હતું તે વધીને ૧૯૫૨–૫૩ માં ૨,૬૫,૬૦૨ ટન થયું હતું.

**એન્જિનો:** ચિત્તરંજન લોકોમોટિવ વર્ક્સ નામે સ્થપાયેલાં એન્જિન બનાવવાના કારખાનાએ આ સમય દરમ્યાન જ એનું કાર્ય શરૂ કર્યું. આજ સુધીમાં ૧૦૦ જેટલાં એન્જિન બનાવાયાં છે.

**તેલશુદ્ધિનાં કારખાનાં:** ન્યુયોર્કની સ્ટેન્ડર્ડ વેકયુમ ઓઈલ કંપની લિમિટેડ અને બર્મા–શેલની ટ્રોમ્બેમાં સ્થપાનારી બે પેટ્રોલિયમ રિફાઇનરીઓનું કામકાજ શરૂ થઈ ગયું છે. વિશાખાપટનમ્ ખાતે એક ત્રીજી રિફાઇનરી ઊભી કરવાને લગતા કરાર કાલ્ટેક્ષ કંપની સાથે થઈ ગયા છે.

**સરકારી ક્ષેત્રમાંની યોજનાઓ:** સરકારી ક્ષેત્રમાંના નીચેના મુખ્ય કારખાનાઓ ૧૯૫૪માં ઉત્પાદનનું કામ શરૂ કરશે: મશીન ટુલ્સ ફેક્ટરી, જલહલી; ઈન્ડીઅન રેર અર્થ્સ લિમિટેડ, ત્રાવણકોર; યુ. પી. ગવર્મેન્ટ સિમેન્ટ ફેક્ટરી; નેપા મિલ્સ લિમિટેડ, મધ્ય પ્રદેશ; પેનિસિલિન ફેક્ટરી, ડી. ડી. ટી. ફેક્ટરી, હિન્દુસ્તાન કેબલ્સ લિમિટેડ અને બિહાર સરકારની સુપરફોસ્ફેટ ફેક્ટરી.

**ઉતારુ ડબ્બા અને વેગનો:** યોજનાની પ્રથમાર્ધ મુદત દરમ્યાન ૧,૭૫૧ ઉતારુ ડબ્બાઓ તથા ૧૨,૭૭૦ વેગનો બનાવવામાં આવ્યા હતા.

## ગ્રામવિકાસ

ગ્રામ વિકાસ યોજનાઓ એટલે કે 'કોમ્યુનીટી પ્રોજેક્ટ' નીચે ૧૯૫૩ના સપ્ટેમ્બરના અંત સુધીમાં આટલો વિકાસ સાધી શકાયો છે:

જનતાએ સ્વૈચ્છિક શ્રમના રૂપમાં રૂા. ૬૫.૭૫ લાખ જેટલી કિમ્મતનો રોકડ રકમ અથવા સાધનસામગ્રીના રૂપમાં રૂા. ૮૨.૬૭

લાખ જેટલો એટલે કે બન્ને મળીને રૂા. ૧૫.૫૧ કરોડ જેટલી કિંમતનો ફાળો આપ્યો હતો. આમાં લોકોએ પોતાના વિસ્તારમાં વિકાસ કાર્યક્રમના અમલને પરિણામે પોતાની જીવનપરિસ્થિતિમાં વ્યક્તિગત રીતે, એટલે કે પોતાના ખેતરમાં સુધારાવધારો કર્યો હોય તેનો સમાવેશ નથી થતો. ઉક્ત મુદત દરમ્યાન સરકારે કુલ રૂા. ૧૫૯ કરોડનો ખર્ચ કર્યો હતો.

ખેતીને લગતા મુખ્ય કાર્યોમાં લાભદાયક ખેતીની પદ્ધતિઓનો પ્રચાર, પડતર જમીન સુધારણા, પશુ ઉછેરની વધુ સારી સેવાઓ સીંચાઈ માટેના નાનાં બાંધકામો, સામાન્ય ખાતર અને રાસાયણિક ખાતર, બિયારણ ખેતીના ઓજારો, વગેરે પૂરાં પાડવાનો સમાવેશ થાય છે. કમ્પોસ્ટ માટે લગભગ દોઢ લાખ ખાડા ખોદવામાં આવ્યા છે અને ૬ ૧/૨ લાખ મણ રાસાયણિક ખાતર અને ૨,૧૫,૦૦૦ મણ બિયારણની વહેંચણી કરવામાં આવી છે.

કુલ ૫૪,૯૬૮ એકર જેટલી પડતર જમીનની સુધારણા કરવામાં આવી છે. આ ઉપરાંત ૧,૩૦,૩૨૯ એકર જેટલી વધુ જમીનને સીંચાઈ હેઠળ આણવામાં આવી છે. તે ઉપરાંત ૨૭,૦૦૦ કરતાં વધારે એકર જમીનને ફળો અને શાકભાજી હેઠળ આણવામાં આવી છે.

૧૯ પશુપૂરક ગામો અને ૧૫૫ પશુ-દવાખાનાં ખોલવામાં આવ્યાં હતાં અને લગભગ ૧૧ લાખ પશુઓને રોગપ્રતિબંધક રસી મૂકવામાં આવી હતી. કેટલાક વિકાસવિસ્તારોમાં મચ્છી (ફિંગર લીંગ) ઉછેરવામાં આવી હતી.

લગભગ ૯,૦૦૦ કૂવાની મરામત કરવામાં આવી હતી અને નવા ૧૩,૦૦૦ ઉપરાંત કૂવા ખોદવામાં આવ્યા હતા. ૧૨ પાતાળકૂવા પણ ખોદવામાં આવ્યા હતા. નવી ખોદવામાં આવેલી ગટરોની કુલ લંબાઈ ૧ લાખ વારથી વધુ હતી.

નવી ૧,૩૬૮ શાળાઓ સ્થાપવામાં આવી હતી અને ચાલુ શાળાઓમાંથી ૨૨૫ ને બેઝિક શાળામાં ફેરવી નાખવામાં આવી હતી.

૩૫૫૬ પ્રૌઢશિક્ષણ કેન્દ્રો સ્થાપવામાં આવ્યા હતા અને ૫૯,૧૪૨ પ્રૌઢ વ્યક્તિઓ તાલીમ લઇ રહી હતી. ૨,૮૬૮ મનોરંજન કેન્દ્રો સ્થાપવામાં આવ્યાં હતા.

૩,૨૯૧ માઇલ કાચા રસ્તા અને ૧૪૬ માઇલ પાકા રસ્તા બાંધવામાં આવ્યા હતા.

૧,૦૪૬ સહકારી સોસાયટીઓ સ્થાપવામાં આવી હતી.

ગામડાનાં ૧૫ ૦૦૦ ઉપરાંત ઘરોની નવરચના કરવામાં આવી હતી અને નવાં ૧,૬૬૯ ઘરો બાંધવામાં આવ્યાં હતાં. ગ્રામજનોએ જાતે જ આ બધું કર્યું હતું.

કૃષિવિસ્તારણની તાલીમ આપવા માટે કેન્દ્રીય અન્ન કૃષિપ્રધાનમંડળે ફોર્ડ ફાઉન્ડેશનની મદદ વડે ૩૪ તાલીમ કેન્દ્રો સ્થાપ્યાં છે. તાજેતરની માહિતી મુજબ ૨,૫૯૨ ગ્રામસેવકો તાલીમ મેળવી ચૂક્યા છે અને ૧,૬૫૪ તાલીમ લે છે. ૨૦૬ નિરીક્ષકો (સુપરવાઇઝરી પરસનેલ) તાલીમ લઇ ચૂકયા છે અને ૨૬૦ ને તાલીમ આપવામા આવે છે.

સામાજિક શિક્ષણ માટેના તાલીમસજ્જ કાર્યકરો મેળવા માટે ૧૯૫૩ના એપ્રિલમા ૫ તાલીમ કેન્દ્રો સ્થાપવામા આવ્યાં હતા. આ કેન્દ્રોમા ૨૫૨ સામાજિક શિક્ષકો અને ૬૪ મુખ્ય સામાજિક શિક્ષકો તાલીમ લઈ ચૂકયા છે

## નાના ઉદ્યોગો

મોટા ઉદ્યોગોએ કરેલા વિકાસની સરખામણીમા નાના તથા ગૃહઉદ્યોગોએ કરેલી પ્રગતિ ઘાણુ કરતા ઓછી છે. પંચવર્ષીય યોજના પ્રમાણે આ માટે કેન્દ્ર સરકાર ૧૫ કરોડ રૂ. અને રાજ્યોની સરકારો ૧૧.૮ કરોડ રૂ. નો ખર્ચ કરે તેની વ્યવસ્થા હતી. આમાંથી મોટા ભાગની રકમ હજુ એમ ને એમ પડી છે સરકારના આ કાર્યમા સહાય કરવા માટે અખિલ ભારત ખાદી અને ગ્રામઉદ્યોગ મંડળ,

અખિલ ભારત હાથવણાટ મંડળ અને અખિલ ભારત હસ્ત-ઉદ્યોગ મંડળની રચના કરવામાં આવી છે. આ મંડળોની રચના મોડી થઈ હોવાથી હજુ એકાદ વરસથી જ તેમણે કામ કરવાનું શરૂ કર્યું છે. આશા રાખવામાં આવે છે, કે પંચવર્ષીય યોજનાની બાકી રહેલી મુદતમાં નક્કી કરેલાં નાણાંનો ખર્ચ કરી તેઓ સારો વિકાસ સાધશે.

## વાહનવ્યવહાર

રેલ્વે આપણા વાહનવ્યવહારનું મુખ્ય સાધન છે. ૮૦ ટકા માલની હેરફેર તથા ૭૦ ટકા પ્રવાસીઓની આવ-જા રેલ્વે દ્વારા થાય છે. ૧૮૫૩માં મુંબઈ અને કલ્યાણ વચ્ચે પ્રથમવાર રેલ્વે શરૂ થઈ ત્યારે રેલમાર્ગની લંબાઈ ૨૦ માઈલની હતી. આજે ૧૦૦ વરસ પછી દેશના કુલ રેલમાર્ગની લંબાઈ ૩૪,૩૩૯ માઈલની છે. ભાગલા પહેલાં એ લંબાઈ ૪૧ હજાર માઈલની હતી; એમાંથી લગભગ ૭ હજાર માઈલ પાકિસ્તાનમાં જવા છતાં ભારતની રેલ્વે સમગ્ર એશિયામાં સૌથી મોટી રેલ્વે છે. મુક્તિ પછી દેશી રાજ્યો ભારતસંઘમાં ભળી જતાં રેલ્વેનું એકીકરણ કરી તેના પર રાષ્ટ્રીય માલિકી સ્થાપવામાં આવી છે. રાષ્ટ્રીય માલિકીની ભારતી રેલ્વેમા આઠ અબજ રૂપિયાથી પણ વધારે મૂડીનું રોકાણ કરવામાં આવ્યું છે અને લગભગ દસ લાખ જેટલા કર્મચારીઓ રેલ્વેતંત્રમાં કામ કરે છે.

રેલ્વેનું એકીકરણ થયા પછી તેનું પુનર્વિભાગીકરણ કરવામાં આવ્યું છે અને ભારતની સમગ્ર રેલ્વેને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, મધ્ય અને ઇશાન એમ છ વિસ્તારોમાં વહેંચી નાખવામાં આવી છે. વિસ્તારવાર રેલમાર્ગ નીચે પ્રમાણે છે.

| | લંબાઈ | | | |
|---|---|---|---|---|
| નામ | બ્રોડગેજ | મીટરગેજ | સ્મોલગેજ | કુલ |
| નોર્ધર્ન રેલ્વે | ૩,૯૦૪ | ૧,૯૯૭ | ૧૨૮ | ૬,૦૨૯ |
| સધર્ન રેલ્વે | ૧,૭૫૫ | ૪,૧૫૯ | ૧૦૨ | ૬,૦૧૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ઇસ્ટર્ન રેલ્વે | ૪,૭૩૩ | ૯૪૨ | — | ૫,૬૭૫ |
| વેસ્ટર્ન રેલ્વે | ૧,૨૬૬ | ૩,૫૭૩ | ૭૯૨ | ૫,૬૩૧ |
| સેન્ટ્રલ રેલ્વે | ૪,૦૯૧ | ૭૭૩ | ૫૬૪ | ૫,૪૨૮ |
| નોર્થ-ઇસ્ટર્ન રેલ્વે | ૨ | ૪,૭૨૯ | ૭૨ | ૪,૮૦૩ |
| | | | | ૩૩,૫૮૨ |
| પ્રકીર્ણ | | | | ૭૫૭ |
| | | | | ૩૪,૩૩૯ |

પંચવર્ષીય યોજનાએ રેલ્વેને સુધારવા ને વિકસાવવા પાછળ ૪૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ નક્કી કર્યો છે. ચિત્તરંજન તથા તાતા લોકોમોટિવ એન્ડ એન્જિનિયરીંગ કંપનીના કારખાનામાં ઉત્પાદન શરૂ થઈ ગયું છે. થોડા સમયમાં ભારત એન્જિનો, બોઇલર અને છૂટા ભાગોની બાબતમાં સ્વાવલંબી બનશે એવી ધારણા રાખવામાં આવે છે. એન્જિન, ઉતારુડબ્બા તથા માલડબ્બાની વિગતો નીચે પ્રમાણે છે.

'૫૬ સુધીમાં થનારો વધારો

| | ઉત્પાદન | આયાત |
|---|---|---|
| એન્જિન | ૪૩૮ | ૬૪૬ |
| ઉતારુ ડબ્બા | ૪,૩૮૦ | ૧,૨૯૪ |
| માલ ડબ્બા (વેગન) | ૩૦,૦૦૦ | ૧૯૧૪૩ |

| | બ્રોડગેજ | મીટર ગેજ | સ્મોલ ગેજ | કુલ |
|---|---|---|---|---|
| એન્જિન | ૫,૩૩૧ | ૨,૪૯૦ | ૨૯૯ | ૮,૧૨૦ |
| ઉતારુ ડબ્બા | ૧૬,૬૬૦ | ૧૨,૬૨૭ | ૯૬૪ | ૩૦,૨૪૦ |
| માલ ડબ્બા (વેગન) | ૧,૪૮,૬૭૫ | ૪૨,૫૬૫ | ૪,૧૦૦ | ૧,૯૫,૩૪૦ |

## રસ્તાઓ

રાષ્ટ્રના ધોરી રસ્તાની કુલ લંબાઈ ૧૩,૪૦૦ માઈલ છે. કાચા તથા પાકા બન્ને મળીને લંબાઇ ૨,૫૫,૪૬૦ માઇલ છે

પંચવર્ષીય યોજના અનુસાર ભારત સરકારે રાષ્ટ્રના ધોરી રસ્તાઓ ઉપર ૨૭ કરોડ રૂા. અને એ સિવાયના, રાજ્યોને જોડતા રસ્તા ઉપર ૪ કરોડ ૨૪ લાખ રૂા. ખર્ચવાનું નક્કી કર્યું છે. યોજના પ્રમાણે ૫૬ સુધીમાં ૩૨૦ માઈલનો રસ્તો પૂરો કરવાની, ૪૫૦ માઈલ રસ્તો નવો બાંધવાની તેમજ ૨,૨૦૦ માઇલ જેટલા રસ્તાની સુધારણા કરવાની આશા રાખવામાં આવે છે. તે ઉપરાંત ૧૮ મોટા અને ૩૬ નાના પૂલો પણ બાંધવામાં આવશે. ગામડાંઓને વધુ રસ્તા મળે એ ઉદ્દેશથી નાણાંના અથવા તો સ્વૈચ્છિક મદદના રૂપમાં ગામ ૧/૩ આપે અને ૨/૩ ખર્ચ મધ્ય તથા રાજ્યની સરકાર આપે અને રસ્તા બંધાય એવી યોજના કરવામાં આવી છે.

### અન્ય વાહનો

ભારતમાં લગભગ ૩,૧૦,૬૪૫ મોટરવાહનો છે. એમાંથી ૨૭,૦૦૦ મોટર સાઇકલ, ૧,૪૭,૯૫૩ ખાનગી મોટરકાર, ૪૫૭૫૩, ખટારા, ૮૫,૫૦૯ માલ ભરવાના ખટારા અને ૩,૮૨૫ પ્રકીર્ણ વાહનો છે.

કેટલાંક રાજ્યોમાં, રાજ્યની માલિકીની બસ સર્વિસ-સ્ટેટ ટ્રાન્સપોર્ટ સર્વિસ-ચાલે છે. આવી સર્વિસના વિકાસ અર્થે પંચવર્ષીય યોજનામાં લગભગ ૯ કરોડ રૂા. ની રકમ મંજૂર કરવામાં આવી છે

### આંતરિક જળમાર્ગ

ભાગલા પહેલા ભારતના આંતરિક જળમાર્ગની લંબાઈ અંદાજે ૨૫,૦૦૦ માઇલની હતી. ભાગલા પછી કેટલાક વિસ્તારોમાં નદી અને જળમાર્ગ પરનું નિયંત્રણ બન્ને, સરકારોના હાથમાં મૂકવામાં આવ્યું છે. ગંગા, બ્રહ્મપુત્રા અને તેની શાખાઓના જળમાર્ગનો વિકાસ કરવા માટે ૧૯૫૦ માં ગંગા-બ્રહ્મપુત્રા વૉટર ટ્રાન્સપોર્ટ બોર્ડની રચના કરવામાં આવી છે.

### વહાણવટું

ભારતના વહાણ ઉદ્યોગનો વિકાસ કરવાના ઉદ્દેશથી ભારતની વહાણવટા અંગેની નીતિમાં ફેરફાર કરવામાં આવ્યો છે અને

મોટા ભાગના માલની હેરફેર ભારતી વહાણો માટે અનામત રાખવામાં આવી છે. ભારતનો કિનારો ૩,૫૦૦ માઈલનો છે. તેના પર કલકત્તા, મુંબઇ, મદ્રાસ, કોચિન અને વિશાખાપટનમ્ એ પાંચ મોટાં બંદરો આવેલાં છે. કરાંચીની ખોટ પૂરવા માટે કચ્છમાં કંડલા બંદરનો ૧૨ કરોડ રૂ. ને ખર્ચે વિકાસ થશે. ખાસ કરીને નાનાં બંદરો વિકસાવવા માટે, ભારત સરકારને સલાહ આપવા સારુ નૅશનલ હાર્બર બોર્ડ નામના રાષ્ટ્રીય બંદર-મંડળની સ્થાપના કરવામાં આવી છે.

વહાણ

| | ૧૯૫૦-૫૧<br>હજારમાં | '૫૪-'૫૫<br>હજારમાં |
|---|---|---|
| કાંઠાનું (ટનેજ) | ૨૧૧ | ૩૬૫ |
| દરિયાપારનું (ટનેજ) | ૧૭૩ | ૨૮૩ |

૧૯૫૨ના અંત સુધીમા ભારતી જહાજોએ સરેરાશ ૨,૧૦,૦૦૦ ટન માલ અન્ય દેશોમાં પહોચાડયો હતો. તાલીમ જહાજ ડફરીન, મુંબઇ ખાતેની નૉટિકલ અને કલકત્તા ખાતેની મરીન એન્જિનિયરીંગ કૉલેજમાં દરિયાઇ માર્ગે થતા વ્યાપારવ્યવહાર માટે અધિકારીઓ તૈયાર કરે છે.

કિનારા વ્યવહાર માટેના જહાજી કાફલામા ૭૭,૦૦૦ ટનનો વધારો થયો હતો. કિનારાના જહાજી વ્યવહારમાં ભારતી જહાજોનો ફાળો ૧૯૫૦-૫૧મા ૮૦ ટકા હતો; જે ૧૯૫૨-૫૩મા ૧૦૦ ટકા પર પહોચ્યો હતો. વિશાખાપટનમ્ ખાતે આવેલા હિંદુસ્તાન શીપયાર્ડ લિમિટેડમા ૬ જહાજો બાંધવામા આવ્યા હતા.

## વિમાનવ્યવહાર

બીજા વિશ્વયુદ્ધ પછી, ભારતનો આંતરિક હવાઈવ્યવહાર ઘણી ઝડપથી પ્રગતિ કરી રહ્યો છે ૧૯૫૩માં વિમાનવ્યવહારનું રાષ્ટ્રીયકરણું કરવામાં આવ્યું તે પહેલાં ભારતની નવ વિમાની કંપનીઓ ભારત અને ભારતની બહાર, ૨૫ હજાર માઈલ જેટલા વિસ્તારમાં

રૈયાયેના ૫૦ વિમાની માર્ગે વિમાની વ્યવહાર કરતી હતી. ૧૯૫૦ માં ભારતી વિમાનોએ ૪ લાખ ૫૨ હજાર મુસાફરો તથા ૮ કરોડ શેર માલની હેરફેર કરી હતી; ૧૧,૨૦,૦૦,૦૦૦ કલાક ઉડ્ડયન કર્યું હતું અને ૧,૮૯,૦૦,૦૦૦ માઇલનો પંથ કાપ્યો હતો.

૧૯૫૧ ના આંકડા પ્રમાણે ભારતમાં ૭૫ હવાઇમથકો છે. અલ્લાહાબાદ ખાતેનું હવાઇ તાલીમ કેન્દ્ર, પાઇલટ, ઇજનેર, હવાઇ મથક પરના નિયંત્રણ અધિકારીઓ, રેડીઓ ઓપરેટર્સ અને ટેકનિશિયનોને તૈયાર કરે છે.

પંચવર્ષીય યોજનામા વિમાનીવ્યવહારના વિકાસ અર્થે લગભગ ૧૦ કરોડ રૂ. રકમ ખર્ચવાનું નક્કી થયું છે. આ રકમ નવા હવાઇમથકો બાંધવામા, હવાઇમથક ખાતે વહીવટી અને ટેકનિકલ કામ ગીરી માટેનાં મકાનો બાંધવામા અને હવાઇમથક અંગેના રસ્તાઓ બાંધવા તથા સુધારવામાં ખર્ચવામાં આવશે.

## તાર ટપાલ

ભારતમા ૨૯,૬૭૨ ટપાલ ઓફિસ અને ૮,૩૬૦ તાર ઓફિસ છે આઝાદી પછી નવી ૧૦,૯૪૮ ટપાલ ઓફિસ ખોલવામા આવી છે આમાથી હવે ૪૪૮ ટપાલ કચેરીઓમા પ્રાદેશિક ભાષાઓ મારફતે સંદેશવ્યવહાર કરી શકાય છે. તેમાં ૫૦ કરોડ ૬૦ લાખ રૂ ની મૂડીનું રોકાણ કરવામા આવ્યું છે ટપાલખાતામા લગભગ બે લાખ માણસો કામ કરે છે. ટપાલ સેવાનો કુલ વિસ્તાર ૧,૫૭૫૬૭ માઇલનો છે તેમાથી ૨૪ ટકા જેટલા ભાગમા રેલ્વે દ્વારા, ૧૭ ટકામા મોટર દ્વારા, ૫ ટકામા સ્ટીમર, બળદગાડું, ઘોડા, ઊંટ વગેરે દ્વારા અને બાકીના ૫૪ ટકામા નાની હોડીઓ તથા પગે ચાલતા ટપાલીઓ દ્વારા ટપાલ પહોંચાડવામા આવે છે. હરતીફરતી ટપાલ ઓફિસની યોજના પણ ધીમેધીમે વિકાસ પામતી જાય છે આ ટપાલ ઓફિસ દિવસના અમુક કલાકોએ,

સામાન્ય ટપાલ-ઑફિસ બંધ થઈ જાય પછી પણ કામ ચાલુ રાખે છે, શહેરના મુખ્ય કેન્દ્રોમાં ફરે છે અને રવિવાર તેમ જ અન્ય તહેવારોએ પણ કામ કરે છે. પંચવર્ષીય યોજના અનુસાર બે હજાર કે તેથી વધુ વસ્તીવાળા દરેક ગામડામાં ટપાલ ઑફિસ ખોલવામાં આવશે.

## ટેલિફોન

. આઝાદી પછી ટેલિફોને કરેલી પ્રગતિ નોંધપાત્ર છે. નવા ૨૦૮ ટેલિફોન એક્સચેંજ ખોલવામાં આવ્યા છે. જૂના ૧૪૨ ટેલિફોન એક્સચેંજનો વિકાસ થયો છે. ભારતમાં આજે કુલ ૫૯૯ ટેલિફોન એક્સચેંજ અને ૧,૭૯,૬૪૪ ટેલિફોન છે. ઈન્ડીઅન ટેલિફોન મેન્યુફેકચરીંગ કંપનીએ ૧૯૫૩માં ટેલિફોનનું ઉત્પાદન શરૂ કર્યું હતું. તેનું વાર્ષિક ઉત્પાદન ૪૦,૦૦૦ ટેલિફોનનું છે. 'તમારો પોતાનો ટેલિફોન વસાવો' યોજના ભારતના મુખ્ય શહેરોમાં દાખલ કરવામાં આવી છે. એ યોજના હેઠળ ૧૦ વરસ સુધીના ટેલિફોનના જોડાણના ભાગનો અમુક ભાગ આગળથી જ લેવામાં આવે છે; જેથી સરકારને ટેલિફોનનાં સાધનો વસાવવાના ખર્ચમા સરળતા રહે. આને અંગે ગ્રાહક પોતે જ ટેલિફોનનો માલિક બને છે. પંચવર્ષીય યોજનાના ગાળા દરમ્યાન પોસ્ટ, ટેલિગ્રાફ અને ટેલિફોનના વકાસ માટે ૫૦ કરોડ રૂ. નો ખર્ચ કરવામા આવશે

### પરદેશો સાથેનો વ્યવહાર

ભારત અને અન્ય રાષ્ટ્રો વચ્ચે ટેલિગ્રાફ ટેલિફોન તથા રેડિયો —ફોટો સર્વિસના વ્યવહારનું ૧૯૪૭થી રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. મુંબઈ અને દિલ્હી તથા લંડન, મેલ્બોર્ન, ન્યુયોર્ક, મોસ્કો જેવા અગત્યના શહેરો વચ્ચે વાયરલેસ ટેલિગ્રાફ, રેડિયો-ટેલિફોન અને ફોટો ટેલિગ્રામના સીધા જોડાણ છે. મઝમરીન કેબલ ટેલિગ્રાફનો વ્યવહાર પણ મુંબઈ તથા લંડન વચ્ચે, મદ્રાસ તથા પીનાંગ વચ્ચે અને મુંબઈ તથા ઝાંઝીબાર વચ્ચે ચાલુ છે. પરદેશમા વસતા ભારતી પ્રતિનિધિઓ

ભારતના વિચાર પ્રવાહો જાણી શકે અને તેમના દૃષ્ટિબિંદુઓથી ભારત સરકાર વાકેફ રહી શકે એટલા માટે એક મલ્ટી–પ્રેમ બ્રોડકાસ્ટ સર્વિસ ખોલવામાં આવી છે.

## રેડિયો

ભારતમાં સૌથી પ્રથમ રેડિયો ટ્રાન્સમીટરની સ્થાપના ૧૯૨૭માં થઈ હતી. આજે ઓલ ઈન્ડીઆ રેડિયોના ૨૧ સ્ટેશનો છે. ૧૯૪૭ માં પરવાનો ધરાવતા રેડિયોસેટની સંખ્યા ૨,૫૬,૧૬૨ની હતી જ્યારે ૧૯૫૧માં એ સંખ્યા વધીને ૬,૭૭,૪૦૩ જેટલે પહોંચી હતી. સમાચાર બ્રોડકાસ્ટ કરવાનું મુખ્ય કેન્દ્ર દિલ્હીમાં છે. ભારતવાસીઓ અને પરદેશો માટે ૨૭ ભાષામાં સમાચાર વહેતા મૂકવામાં આવે છે ૨૭ ભાષામાં ૧૬ ભારતની ભાષાઓ છે, ૧૧ અન્ય ભાષાઓ છે. આકાશવાણી પરથી પરદેશમાં વસતા ભારતીઓ માટે ખાસ કાર્યક્રમ આપવામાં આવે છે. અરેબિક, પર્શિયન, અફઘાન, પુસ્તુ બર્મીઝ, ચાઈનીઝ, કેન્ટોનીઝ, ઈન્ડોનેશિયન, ઈંગ્લીશ, ફ્રેન્ચ ટ્રાન્સમિશનો પરથી તે તે ભાષામાં કાર્યક્રમ રજૂ કરવામાં આવે છે. પંચવર્ષિય યોજનાએ રેડિયોના વિકાસ અર્થે ૩૨ કરોડ રૂ. નું ખર્ચ કરવાનું વિચાર્યું છે.

જુદાજુદા દેશોમાં હજાર માણસો દીઠ રેડિયોનું પ્રમાણ નીચે મુજબ છે.

| રેડિયોસેટનું પ્રમાણ<br>દર હજાર દીઠ | લગભગ |
|---|---|
| ભારત | ૨ |
| ઈઝરેલ | ૧૨૩ |
| જાપાન | ૧૦૬ |
| લેબેનોન | ૩૬ |
| તુર્કી | ૧૬ |
| ઈજીપ્ત | ૧૨ |
| સિલોન | ૪ |

અલબત્ત, પશ્ચિમના દેશોમાં આ પ્રમાણ ઘણું મોટું છે. જનતાને આકાશવાણીનો લાભ વધુ મળે એ હેતુથી શાળાઓ, ગ્રામવિસ્તારો તથા ઔદ્યોગિક વિસ્તારોમાં જાહેર રેડિયોસેટ ગોઠવવામાં આવ્યા છે. અત્યારે આવા સેટની સંખ્યા પાંચ હજારની છે જેમાંથી ૨૫૦ ઔદ્યોગિક વિસ્તારોમાં છે.

## ફિલ્મ

૧૯૧૩મા સૌથી પ્રથમ ચિત્ર હરિશ્ચન્દ્ર રજૂ થયું હતું. ત્યાર પછી છેલ્લા ૪૧ વરસમાં ફિલ્મ-ઉદ્યોગ એટલી ઝડપથી આગળ વધ્યો છે. આજે ભારતમાં ચલચિત્રોનું વાર્ષિક ઉત્પાદન ૨૫૦ થી ૨૮૦ છે. દુનિયામાં ફિલ્મઉત્પાદનમાં પ્રથમ નંબર અમેરિકાનો છે અને બીજો ભારતનો. અમેરિકામાં દર વરસે સરેરાશ ૪૫૯, જાપાનમાં ૧૫૦, ઇટલીમાં ૧૨૦, ફ્રાન્સમાં ૧૧૦, બ્રિટનમા ૮૫ અને રશિયામા ૧૫ ચલચિત્રોનું ઉત્પાદન થાય છે. ભારતના ચલચિત્રો પરદેશોમાં માગ પ્રમાણમા રજૂ થાય છે.

ફિલ્મઉદ્યોગમાં ૪૦ કરોડ રૂ.ની મુડીનું રોકાણ થયું છે. ચાલુ રોકાણ ૯ કરોડ રૂ.ની મુડીનું છે. તેની વાર્ષિક આવક ૨૦ કરોડ રૂ.ની છે. ભારતમા ૬૦ સ્ટુડીઓ અને ૪૦ પ્રયોગશાળાઓ છે. ફિલ્મઉદ્યોગમા લગભગ ૭૦ હજાર માણસો રોકાયેલા છે. ભારતમા ૩,૨૫૦ સિનેગૃહો છે એમાથી ૮૫૦ હરતાંફરતાં ગૃહો છે. દર વરસે લગભગ ૬૦ થી ૭૦ કરોડ એટલે કે રોજના ૧૫ થી ૨૦ લાખ લોકો સિનેમા જુએ છે.

માહિતી અને બ્રોડકાસ્ટ ખાતાનું ફિલ્મ્સ ડિવીઝન, ભારતી જીવન અને સંસ્કૃતિને લગતા તથા ભારતના ઐતિહાસિક, સામાજિક, આર્થિક વિકાસને દર્શાવતા અને ચાલુ બનાવોને બતાવતા સમાચાર રીલ તથા દસ્તાવેજી ચિત્રો તૈયાર કરે છે. આ ચિત્રો મુખ્યત્વે હિંદી બેંગાલી, તામીલ, તેલુગુ અને અંગ્રેજી ભાષમા તૈયાર થાય છે. ભારત અંગેની સમજણ અન્ય રાષ્ટ્રોમા વધે એ હેતુથી આવા સમાચાર રીલ અને દસ્તાવેજી ચિત્રો પરદેશોમાં મોકલવામા આવે છે.

## વર્તમાનપત્રો—સામયિકો

ઇ. સ. ૧૭૮૦ના જાન્યુઆરીમાં 'ધી બેંગાલ ગેઝેટ' નામનું પ્રથમ અખબાર કલકત્તામાં પ્રગટ થયું હતું. ભાગલા વખતે સામયિકો અને દૈનિકો સહિત ૩,૦૦૦ પત્રો હતાં. આજે ભારતમાં લગભગ ૬,૯૦૦ દૈનિકો અને સામયિકો છે. એમાંથી દૈનિક પત્રો ૬૦૦ છે દૈનિક પત્રોનો કુલ ફેલાવો ૨૦ લાખ કરતાં સહેજ વધારે છે એટલે કે દર હજાર માણસે ૭ પત્રોનું પ્રમાણ થાય—જ્યારે બ્રિટનમાં દર હજારે ૫૯૬, અમેરિકામાં ૩૫૪, ઇઝરેલમાં ૨૩૫, જાપાનમાં ૨૨૪ અને સિલોનમાં ૨૭નું પ્રમાણ છે. અમેરિકામાં કુલ ૧,૭૦૦ વર્તમાનપત્રો છે.

૧૯૫૨માં ભારત સરકારે એક પ્રેસ કમિશનની રચના કરી છે જેનું કાર્ય વર્તમાનપત્રો અને એને લગતી વ્યવસ્થા, માલિકી, એજન્સી, જાહેર ખબર, પત્રકારોની સ્થિતિ, ન્યુઝપ્રીન્ટ, પત્રકારત્વનું ઊંચું ધોરણ તથા અખબારી સ્વાતંત્ર્યને લગતા કાનૂનોની બાબતોમાં તપાસ કરીને, પત્રકારત્વના વિકાસ માટે ભારત સરકારને માહિતી ને સૂચનો આપવાનું છે.

## શિક્ષણ

પંચવર્ષીય યોજનાના અહેવાલ પ્રમાણે ભારતની વસ્તીના માત્ર ૧૬.૬ ટકા લોકો શિક્ષિત છે, બાકીના નિરક્ષર છે બંધારણમાં દસ વર્ષની મુદતમાં, પ્રત્યેક બાળકને તેની ૧૪ વર્ષની ઉંમર સુધી રાજ્ય ફરજિયાત અને મફત શિક્ષણ આપે તેવી જોગવાઇ કરવામાં આવી છે. અત્યારે ૬ થી ૧૦ વર્ષના બાળકોના ૪૦ ટકા અને ૧૧ થી ૧૭ વર્ષના કુમાર-કુમારિકાઓના ૧૦ ટકા જ શિક્ષણ લઇ શકે તેટલો પ્રબંધ છે.

| શિક્ષણ સંસ્થાઓ | સંખ્યા | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૨,૦૭,૦૦૦ | ૧,૭૪,૨૨,૦૦૦ |
| માધ્યમિક શાળાઓ | ૧૯,૭૦૦ | ૪૭,૧૬,૦૦૦ |

| | | |
|---|---|---|
| વિશિષ્ટ વ્યવસાયોની તાલીમ આપતી કૉલેજો | ૨૮૦ | ૫૮,૦૦૦ |
| બીજી કૉલેજો | ૪૭૦ | ૨,૬૦,૦૦૦ |
| ઔદ્યોગિક શાળાઓ | ૨૬,૧૦૦ | ૭,૮૬,૦૦૦ |

ભારતમાં પ્રૌઢશિક્ષણ માટે ઠેકઠેકાણે કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે. પ્રોજેક્ટર, ફિલ્મ, ગ્રામોફોન અને મેજિક લેન્ટર્ન દ્વારા પ્રત્યક્ષ શિક્ષણ પણ ફરતીફરતી ગાડીઓ દ્વારા, ખાસ કરીને ગ્રામજનતાને આપવામાં આવે છે. પ્રાથમિક શાળાઓમાં હસ્તોદ્યોગનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે. સંગીત, નૃત્ય, ચિત્રકલા, નાટ્ય વગેરે વિષયો દ્વારા સાસ્કૃતિક શિક્ષણનો ક્રમ પણ ઘણી વિદ્યાપીઠોમા દાખલ કરવામાં આવ્યો છે. નૃત્ય, નાટ્ય ને સંગીતની એક રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાની હમણાં જ સ્થાપના કરવામાં આવી છે.

શારીરિક તેમ જ માનસિક રીતે અપંગ બનેલા વિદ્યાર્થીઓ માટે ખાસ શાળાઓ ચાલે છે. અંધ વિદ્યાર્થીઓ માટે એવી ૫૦ સંસ્થાઓ તથા બહેરામુંગા માટે ૪૨ સંસ્થાઓ છે. માનસિક ખામીવાળા વિદ્યાથીઓ માટે એક પશ્ચિમ બંગાળમાં અને એક મુંબઈમાં એમ બે સંસ્થાઓ છે. અંધલોકોને વાંચવા માટેની બ્રેઇલ લિપિનું દહેરાદુનમાં આવેલું પ્રેસ હવે હિંદીમાં બ્રેઇલ લિપિમાં પુસ્તકો તૈયાર કરે છે.

ટેકનિકલ શિક્ષણ સંસ્થાઓમાં ઇજનેરીના જુદા જુદા વિભાગો, ખાણ, ધાતુ, રેલ્વે દરાવ્યવહાર, સનેમાને લગતા વિષયો, વહાણવૂદું, ચર્મકામ, છાપકામ, ખાંડ, કાપડ, બાંધકામ, વ્યાપાર, સાઉન્ડ ટેકનોલૉજી વગેરે " શિક્ષણ આપવામાં આવે છે. મધ્યસ્થ સરકાર તરફથી આવી સંસ્થાઓને, વધુ વિકાસ માટે, ગ્રાન્ટ આપવામાં આવે છે.

એક શિક્ષકવાળી અંખ્યાબંધ શાળાઓ અને સામાજિક શિક્ષણકેન્દ્રો ખોલવાની એક નવી યોજના શરૂ કરવામાં આવી છે. કુલ ૮૦,૦૦૦ માનવીઓને એને લીધે કામ મળશે.

ભારતના જુદા જુદા રાજ્યોમાં શિક્ષિતોનું ટકાવાર પ્રમાણ નીચે મુજબ છે

| અ વર્ગનાં રાજ્યો | પુરુષો | સ્ત્રીઓ | કુલ |
|---|---|---|---|
| આસામ | ૨૭૧ | ૭૮ | ૧૮૧ |
| બિહાર | ૨૦૬ | ૩૭ | ૧૨૨ |
| મુંબઇ | ૩૫૫ | ૧૨૮ | ૨૪૬ |
| મધ્ય પ્રદેશ | ૨૧૮ | ૫૦ | ૧૩૫ |
| મદ્રાસ | ૨૮૬ | ૧૦૦ | ૧૯૩ |
| ઓરિસ્સા | ૨૭૩ | ૪૫ | ૧૫૮ |
| પંજાબ | ૨૨૦ | ૮૪ | ૧૬૧ |
| ઉ. પ્રદેશ | ૧૭૪ | ૩૬ | ૧૦૮ |
| પ. બંગાળ | ૩૪૭ | ૧૨૭ | ૨૪૫ |
| **બ વર્ગના રાજ્યો** | | | |
| હૈદ્રાબાદ | ૧૫૧ | ૩૦ | ૮૨ |
| મધ્યભારત | ૧૭૪ | ૩૭ | ૧૦૮ |
| મ્હૈસુર | ૩૦૦ | ૧૦૨ | ૨૦૩ |
| પેપ્સુ | ૧૭૭ | ૫૨ | ૧૨૦ |
| રાજસ્થાન | ૧૩૭ | ૨૬ | ૮૪ |
| સૌરાષ્ટ્ર | ૨૬૩ | ૧૦૫ | ૧૮૫ |
| ત્રાવણકોર–કોચિન | ૫૫૨ | ૩૭૭ | ૪૬૪ |
| **ક વર્ગના રાજ્યો** | | | |
| અજમેર | ૨૯૧ | ૧૦૩ | ૨૦૧ |
| ભોપાલ | ૧૨૦ | ૩૮ | ૮૨ |
| કુર્ગ | ૩૪૦ | ૧૮૦ | ૨૭૨ |
| દિલ્હી | ૪૩૦ | ૩૨૩ | ૩૮૪ |
| હિમાચલપ્રદેશ અને બિલાસપુર | ૧૨૬ | ૨૪ | ૭.૭ |
| કચ્છ | ૨૪૪ | ૧૦૨ | ૧૭૧ |
| મણિપુર | ૨૦૮ | ૨૪ | ૧૧૪ |

| | | | |
|---|---|---|---|
| ત્રિપુરા | ૨૨.૩ | ૮.૦ | ૧૫.૫ |
| વિંધ્ય પ્રદેશ | ૧૦.૯ | ૧.૧ | ૬.૧ |
| આંદામાન-નિકોબર | ૩૪.૨ | ૧૨.૩ | ૨૫.૮ |
| સિક્કિમ | ૧૨.૮ | ૧.૩ | ૭.૩ |

આમ ભારતમાં શિક્ષિતોનું કુલ પ્રમાણ ૧૬.૬ ટકા છે જેમાં ૨૪.૯ પુરુષો છે અને ૭.૯ સ્ત્રીઓ છે. ત્રાવણકોર-કોચિન સૌથી વધુ શિક્ષિત રાજ્ય છે, વિંધ્ય પ્રદેશ સૌથી ઓછું.

## સ્વાસ્થ્ય

બીજા રાષ્ટ્રોની સરખામણીમાં ભારતનું સ્વાસ્થ્ય પ્રમાણ ઘણું નીચું છે. માણસની સરેરાશ ઉંમર ૩૨ વરસની છે. પંચવર્ષીય યોજના પ્રમાણે કેન્દ્ર ને રાજ્ય સરકારો મળીને સ્વાસ્થ્ય અંગે ૧૦૩ કરોડ રૂ નો ખર્ચ કરશે. મેલેરિયાનો ઉપદ્રવ આ દેશમાં ઘણો વધારે છે. એ માટે ડી. ડી. ટી. તથા મેલેરિયા પ્રતિબંધક દ્રવ્યો, છાંટવાની વ્યવસ્થા કરવામાં આવી છે. ટી. બી. માટે બી. સી. જી. રસી લોકોને મૂકવામાં આવે છે. કુટુંબનિયોજન તેમ જ વસતીનિયંત્રણ અંગે સલાહ ને સેવાકેન્દ્રો ખોલવામાં આવ્યા છે. અત્યારે ભારતમાં રજિસ્ટર્ડ થયેલા ૬૪,૦૦૦ તબીબો છે. પણ હવે તબીબી કોલેજોની સંખ્યા વધારવામાં આવી છે અને આરોગ્યખાતું, આયુર્વેદ, હોમિયોપેથી તેમ જ કુદરતી સારવાર અંગેની શિક્ષણસંસ્થાઓને પણ ઉત્તેજન આપવાનું વિચારે છે. પંચવર્ષીય યોજના પ્રમાણે ઇસ્પિતાલો તથા આરોગ્ય અંગેની અન્ય સગવડોમા કેટલો વધારો થશે તે નીચે દર્શાવ્યું છે.

| | ૫૦-૫૧માં | ૫૫-૫૬ સુધીમાં |
|---|---|---|
| ઇસ્પિતાલો | ૨,૦૧૬ | ૨,૦૬૨ |
| દવાખાનાં (શહેરમાં) | ૧,૩૫૮ | ૧,૬૯૫ |
| ,, (ગામડાંમાં) | ૫,૨૨૯ | ૫,૮૪૦ |
| ઇસ્પિતાલમાં બિછાનાં | ૧,૦૬,૪૭૮ | ૧,૧૭,૨૨૨ |

# તાજા કલમ

## અંદાજપત્ર

૧૯૫૪-૫૫ માં ભારતના નાણામંત્રીએ નીચેનું અંદાજપત્ર લોકસભા સમક્ષ રજુ કર્યું છે. તેનું આખરી સ્વરૂપ હવે પછી નક્કી થશે, પરંતુ મુખ્ય બાબતમાં ફેરફાર થવાનો સંભવ ઓછો છે.

આવક

( લાખ રૂપિયામાં )

| | અંદાજ ૧૯૫૩-૫૪ | સુધારેલ ૧૯૫૩-૫૪ | અંદાજ ૧૯૫૪-૫૫ |
|---|---|---|---|
| જકાત | ૧,૭૦,૦૦ | ૧,૬૦,૦૦ | ૧,૭૫,૦૦ |
| સંઘ આબકારી જકાત | ૯૪,૦૦ | ૯૩,૫૫ | ૯૨,૬૦ |
| નવા કરવેરાને પરિણામે | — | — | + ૧૧.૮૫ |
| મ્યુનિસિપલ કર | ૩૬,૬૨ | ૩૮,૪૦ | ૩૮,૩૫ |
| મ્યુનિસિપલ કર સિવાયનો આવકવેરો | ૬૮,૦૮ | ૬૯,૩૧ | ૭૦,૬૭ |
| વારસા વેરો | — | — | ૨૫ |
| અફીણ | ૨,૦૦ | ૨,૦૭ | ૧,૮૫ |
| વ્યાજ | ૩,૦૫ | ૨,૭૮ | ૨,૭૮ |

| | | | |
|---|---|---|---|
| આંતરિક વહીવટ | ૧૧,૧૮ | ૧૦,૩૪ | ૧૦,૪૮ |
| ચલણી નોટ અને ટંકશાળ | ૧૫,૬૯ | ૧૫,૪૧ | ૨૦,૪૨ |
| સીવીલ કામો | ૧,૫૩ | ૧,૬૨ | ૧,૬૩ |
| આવકનાં બીજાં સાધનોમાંથી | ૮,૬૯ | ૧૦,૬૯ | ૭,૯૨ |
| તાર ટપાલની ચોખ્ખી આવક | ૨,૩૦ | ૨,૦૨ | ૧,૫૦ |
| રેલ્વેની ચોખ્ખી આવક | ૭,૬૫ | ૭,૫૦ | ૭,૩૭ |
| અસાધારણ બાબતો | ૧૮,૪૭ | — | ૧૦,૨૧ |
| કુલ આવક | ૪,૩૯,૨૬ | ૪,૧૩,૬૯ | ૪,૪૧,૦૪ |
| નવાં કરવેરાને પરિણામે | | | + ૧૧,૮૫ |
| | ખર્ચ | | |
| મહેસુલી ખર્ચ | ૩૨,૪૯ | ૩૦,૯૨ | ૩૨,૧૯ |
| જળસિંચન | ૧૯ | ૧૯ | ૧૬ |
| દેવું | ૩૭,૧૭ | ૩૮,૮૫ | ૪૦,૦૦ |
| મુલ્કી વહીવટ | ૭૧,૨૭ | ૬૮,૫૭ | ૮૬,૦૮ |
| ચલણી નાણું ને ટંકશાળ | ૨,૫૭ | ૨,૫૬ | ૨,૬૩ |
| મુલ્કી બાંધકામો અને વિવિધ જાહેર સુધારણા | ૧૫,૦૬ | ૧૪,૭૫ | ૧૫,૫૪ |
| પેન્શન | ૮,૩૬ | ૮,૫૯ | ૮,૪૫ |
| વિવિધ નિર્વાસિતો અંગેનું ખર્ચ | ૧૨,૬૭ | ૧૨,૬૭ | ૧૦,૨૪ |
| અનાજની સબસીડી | — | ૧,૭૭ | — |
| અન્ય ખર્ચ | ૮,૩૪ | ૯,૯૮ | ૯,૭૪ |
| રાજ્યોને મદદ | ૨૬,૩૭ | ૨૬,૩૬ | ૩૨,૪૮ |
| અસાધારણ બાબતો | ૨૪,૪૮ | ૧૫,૭૬ | ૨૩,૯૭ |
| સંરક્ષણ | ૧,૯૯,૮૪ | ૧,૯૯,૬૮ | ૨,૦૫,૬૨ |
| કુલ ખર્ચ | ૪,૩૮,૮૧ | ૪,૩૦,૬૫ | ૪,૬૭,૦૯ |
| પુરાંત કે ખાધ | + ૪૫ | −૧૬૯૬ | −૧૪૨૧ |

# પેટા ચૂંટણીઓ

સામાન્ય ચૂંટણીઓ પછી ૧૯૫૩ના ડીસેમ્બરના અંત સુધીમાં લોકસભા માટે ૧૯ અને વિવિધ રાજ્યોની વિધાન સભાઓ માટે કુલ ૧૪૪ પેટા ચૂંટણીઓ થઈ છે, આનાં સત્તાવાર પરિણામો નીચે પ્રમાણે છેઃ

## લોકસભાની ચૂંટણી

| રાજ્ય | ચૂંટણી સંખ્યા | કોંગ્રેસ | પ્ર. સ. | બીજા પક્ષો |
|---|---|---|---|---|
| બિહાર | ૩ | ૦ | ૩ | ૦ |
| મુંબઈ | ૧ | ૧ | ૦ | ૦ |
| મધ્ય ભારત | ૧ | ૦ | ૦ | ૧ (હિં મ) |
| મધ્ય પ્રદેશ | ૨ | ૧ | ૧ | ૦ |
| મદ્રાસ | ૩ | ૧ | ૧ | ૧ (સામ્ય) |
| રાજસ્થાન | ૪ | ૨ | ૧ | ૧ (સ્વ) |
| સૌરાષ્ટ્ર | ૨ | ૨ | ૦ | ૦ |
| ત્રા. કોચિન | ૧ | ૧ | ૦ | ૦ |
| ઉત્તર પ્રદેશ | ૧ | ૧ | ૦ | ૦ |
| પ. બંગાળ | ૨ | ૧ | ૦ | ૧ (સામ્ય.) |
| કુલ | ૧૯ | ૧૦ | ૪ | ૪ |

સામાન્ય ચૂંટણી વખતે આ ૧૯ બેઠકોમાંથી કોંગ્રેસે ૧૪, પ્રજા સમાજવાદી પક્ષે ૧, હિંદુ મહાસભાએ ૧, સામ્યવાદી પક્ષે ૧, જનસંઘે ૧ અને સ્વતંત્ર સભ્યે ૧ બેઠક મેળવી હતી, આ પેટાચૂંટણીથી કોંગ્રેસે ૪ બેઠકો ગૂમાવી અને સમાજવાદીઓએ ૩ મેળવી, એમ કહી શકાય.

## મતનું પ્રમાણ

| પક્ષ | ઘેટા ચૂંટણી | સામન્ય ચૂંટણી |
|---|---|---|
| કોગ્રેસ | ૯,૧૦,૦૨૮ | ૧૫,૦૯,૩૬૦ |
| પ્ર. સમાજવાદી | ૪,૬૩,૪૫૭ | ૫,૧૩,૨૯૭ |
| સામ્યવાદી | ૧,૩૬,૮૦૪ | ૫૭,૯૫૮ |
| કોમી પક્ષો | ૫૫,૬૪૭ | ,૨,૨૨,૬૧૫ |
| સ્વતંત્રો | ૨,૪૧,૨૯૪ | ૫,૭૦,૭૪૯ |
| બીજા પક્ષો | ૭૪,૫૪૩ | ૨,૪૬,૯૫૫ |
| કુલ | ૧૯,૯૧ ૭૭૩ | ૩૧,૨૦,૯૩૪ |

## રાજ્યોની વિધાનસભા

| રાજ્ય | કુલ બેઠકો | કોંગ્રેસને મળેલી બેઠક | પ્ર. સમાજવાદી | અન્ય પક્ષો |
|---|---|---|---|---|
| અજમેર | ૪ | ૨ | — | ૨ |
| આસામ | ૬ | ૧ | ૩ | ૨ |
| બિહાર | ૧૦ | ૭ | ૨ | ૧ |
| મુંબઈ | ૭ | ૪ | ૧ | ૨ |
| દિલ્હી | ૫ | ૧ | — | ૪ |
| હૈદ્રાબાદ | ૯ | ૪ | ૧ | ૪ |
| મધ્ય ભારત | ૭ | ૩ | ૧ | ૩ |
| હિમાચલ પ્રદેશ | ૩ | ૧ | ૧ | ૧ |
| મધ્ય પ્રદેશ | ૭ | ૪ | ૨ | ૧ |
| મદ્રાસ | ૧૭ | ૬ | ૬ | ૫ |
| મ્હૈસુર | ૨ | ૨ | — | — |
| ઓરિસ્સા | ૯ | ૫ | ૨ | ૨ |
| વિંધ્ય પ્રદેશ | ૪ | ૨ | ૨ | — |
| પંજાબ | ૧૦ | ૬ | — | ૪ |
| રાજસ્થાન | ૧૨ | ૧૦ | ૧ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| સૌરાષ્ટ્ર | ૬ | ૫ | — | ૧ |
| પ. બંગાળ | ૮ | ૪ | ૧ | ૩ |
| ઉત્તર પ્રદેશ | ૧૩ | ૫ | ૬ | ૨ |
| કુલ | ૧૪૪ | ૭૪ | ૨૬ | ૪૧ |

સામાન્ય ચૂંટણી વખતે આ વિભાગોમાંથી કોંગ્રેસને ૭૪, સમાજવાદી પક્ષને ૧૧, પ્રજા પક્ષને ૫ અને બીજા પક્ષો તથા સ્વતંત્રોને ૫૪ બેઠકો મળી હતી. સમગ્ર રીતે જોતાં આ પરિણામથી કોંગ્રેસનું સરેરાશ સંખ્યાબળ હતું તેટલું જ રહે છે, જ્યારે પ્રજા સમાજવાદી પક્ષે ૧૧+૫ને બદલે ૨૯ બેઠકો મેળવી છે.

મતનું પ્રમાણ

| પક્ષો | પેટા ચૂંટણી | સામાન્ય ચૂંટણી |
|---|---|---|
| કોંગ્રેસ | ૧૪,૮૮,૪૭૬ | ૧૫,૫૦,૧૮૮ |
| પ્રજા સમાજવાદી | ૫,૦૪,૭૮૭ | ૬,૯૮,૦૦૯ |
| સામ્યવાદી | ૪,૧૫,૭૯૩ | ૨,૬૮,૮૦૨ |
| કોમી પક્ષો | ૧,૫૬,૮૬૦ | ૨,૪૨,૫૨૯ |
| સ્વતંત્ર | ૩,૮૫,૯૬૮ | ૯,૧૫,૫૧૧ |
| અન્ય પક્ષો | ૩,૩૪,૮૦૧ | ૪,૩૨,૯૮૦ |
| કુલ | ૩૨,૮૧,૬૮૫ | ૪૧,૦૮,૦૨૯ |

## ત્રાવણકોર–કોચીન

ત્રાવણકોર–કોચીનની ચૂંટણીનું આખરી પરિણામ તા. ૩ જી માર્ચે પ્રગટ થયું. ત્રા૦ કોચીનમાં વિવિધ પક્ષોએ સામાન્ય ચૂંટણીમાં કેટલી બેઠકો અને કેટલા મતો મેળવ્યા હતા અને તેની સરખામણીમાં આ વખતે કેટલું મેળવ્યું છે

તે જાણવું રસપ્રદ છે. ગયે વખતે વિધાનસભાની કુલ બેઠક ૧૦૮ હતી. હવે આંકણીપંચના નિર્ણય અનુસાર ૧૧૭ બેઠકોની વિધાનસભા બને છે.

પ્રથમ સામાન્ય ચૂંટણી વખતની સ્થિતિ:

કુલ બેઠકો ૧૦૮ — કુલ મત: ૪૭,૦૨,૫૭૯ — મતદાન: ૩૩,૯૮,૧૭૩

| પક્ષોનાં નામ નામ | કેટલી બેઠકો માટે હરીફાઇ | બેઠકો મળી | મતો મળ્યા |
|---|---|---|---|
| ૧ કોંગ્રેસ | ૧૦૪ | ૪૩ | ૧૧,૮૮,૨૨૭ |
| ૨. સમાજવાદી | ૭૦ | ૧૧ | ૪,૮૫,૧૭૪ |
| ૩. કો. સમાજવાદી | ૧૧ | ૬ | ૧,૧૮,૩૩૩ |
| ૪. ત્રા૦ તા૦ કોંગ્રેસ | ૧૫ | ૮ | ૨,૦૧,૧૧૮ |
| ૫. તા૦ કોંગ્રેસ | ૧૦ | ૦ | ૪૭,૦૫૪ |
| ૬. તા૦ લોકમોરચો | ૨ | ૦ | ૪,૦૨૫ |
| ૭. કે૦ સમાજવાદી | ૧૦ | ૧ | ૭૩,૯૮૧ |
| ૮. કોચીન પક્ષ | ૧૨ | ૧ | ૫૯,૫૩૫ |
| ૯. ત્રા૦ કો૦ પ્રજામતાક | ૭ | ૦ | ૫૩,૦૩૪ |
| ૧૦. સ્વતંત્ર | ૨૦૦ | ૩૮ | ૧૧,૬૭,૬૮૨ |
| કુલ | ૪૪૧ | ૧૦૮ | ૩૩,૯૮,૧૭૩ |

આ વખતે પરિસ્થિતિમાં મોટો ફેર એ પડયો કે પક્ષોની સખ્યા ઓછી થઇ અને થોડાક સ્વતંત્ર ઉમેદવાર તથા ત્રાવણકોર તામીલનાડ કોંગ્રેસ સિવાય બધા પક્ષોએ કોંગ્રેસ સામે સંયુક્ત મોરચો રચ્યો. પરિણામ નીચે મુજબ આવ્યું છે.

કુલ બેઠકો ૧૧૭ કુલ મત : ૪૪,૧૦,૯૫૮
સાચું મતદાન : ૩૮,૯૯,૦૦૭

| પક્ષોનાં નામ | કેટલી બેઠકો માટે હરીફાઈ | બેઠકો મળી | મતો મળ્યા |
|---|---|---|---|
| ૧. કોંગ્રેસ | ૧૧૩ | ૪૫ | ૧૭,૬૨,૯૯૨ |
| ૨. પ્ર૦ સમાજવાદી | ૩૮ | ૧૯ | ૬,૩૧,૬૨૨ |
| ૩. સામ્યવાદી | ૩૬ | ૨૩ | ૬,૫૨,૬૧૩ |
| ૪. ગ્રા૦ તા૦ કોંગ્રેસ | ૬૬ | ૧૨ | ૨,૩૭,૪૦૮ |
| ૫. કાં૦ સમાજવાદી | ૧૨ | ૯ | ૨,૧૨,૩૫૪ |
| ૬. જનસંઘ | ૧ | ૦ | ૪૦૩ |
| ૭. સ્વતંત્ર | ૪૩ | ૯ | ૩,૯૧,૬૧૫ |
| કુલ : | ૨૫૦ | ૧૧૭ | ૩૮,૯૯,૦૦૭ |

મત સંખ્યામાં ૧૭,૪૦૮ ખોટા મતો ઠર્યા તે અહીં ગણ્યા નથી. ૯ સ્વતંત્ર સભ્યોમાં ૩ કાં૦ સમાજવાદી પક્ષના છે અને ૫ ને સામ્યવાદીઓએ ટેકો આપ્યો હતો.

આ આંકડાઓ એમ દર્શાવે છે કે બેઠકોની સંખ્યા ૧૦૮ ની ૧૧૭ થઈ એટલે કે ૯ વધી ત્યારે કોંગ્રેસે સામાન્ય ચૂંટણી કરતાં માત્ર ૨ જ વધુ બેઠકો મેળવી, જ્યારે મતસંખ્યામાં એણે સામાન્ય ચૂંટણી કરતાં ઘણો જ સારો દેખાવ કર્યો. સામાન્ય ચૂંટણી કરતા ૪,૭૪,૭૬૫ વધુ મત એણે મેળવ્યા. પ્રજા–સમાજવાદી પક્ષે બેઠકો ૧૧ ને બદલે ૧૯ મેળવી અને મત પણ ૧,૪૬,૪૪૮ વધુ મેળવ્યા. આ વખતે સામ્યવાદીઓનો સાથ મળ્યો તે વધુ સફળતાનું એક કારણ ગણી શકાય. સામાન્ય ચૂંટણીમાં સામ્યવાદીઓ મોટી સંખ્યામાં સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભા રહ્યા હતા એટલે

એમની સફળતાનું માપ કાઢવાનું મુશ્કેલ છે. ત્રાવણકોર તામીલનાડ કોંગ્રેસે આ વખતે મતોમાં નહિ, પણ બેઠકોમાં ઘણો સારો દેખાવ કર્યો છે અને તે ભવિષ્યની રચનામાં અસરકારક પણ નીવડવાનો છે.

## પતિયાળા અને પૂર્વ પંજાબ રાજ્ય સંઘ

પતિયાળા સંઘ એટલે કે પેપ્સુની ચૂંટણીનું આખરી પરિણામ તા. ૫ મી માર્ચે પ્રગટ થયું અને બહુમતિ પક્ષ કોંગ્રેસ હોવાથી તેના નેતા કર્નલ રઘુવીરસિંઘે મુખ્ય પ્રધાન તરીકે અને શ્રી વૃષભાણે પ્રધાન તરીકે તા. ૮ મીએ સોગંધવિધિ કરી સત્તા ગ્રહણ કરી. પેપ્સુમા રાષ્ટ્રપતિના શાસનનો આ રીતે અંત આવ્યો.

ગઈ સામાન્ય ચૂંટણીમાં પક્ષવાર સ્થિતિ આ પ્રમાણે હતીઃ કોંગ્રેસ, ૨૬, અકાલી ૧૯, સામ્યવાદી ૩, પ્રજા પક્ષ ૧, દલિત મહામંડળ ૧, જનસંઘ ૨, સ્વતંત્ર ૮, કુલ ૬૦.

આ વખતની ચૂંટણીનું પરિણામ આ રીતે આવ્યું છેઃ કોંગ્રેસ ૩૭, અકાલી દળ ૧૦, ઉદ્દામ અકાલી દળ ૨, સામ્યવાદી ૪, સ્વતંત્ર ૭, કુલ ૬૦

કોંગ્રેસને આ ચૂંટણીમા ચોખ્ખી બહુમતિ મળી, પરંતુ કુલ ૧૫,૯૨,૭૪૩ મતમાંથી તેણે મેળવ્યા ૬,૯૭,૧૨૭ એટલે કે ૪૩ ટકા. આ વખતે સમાજવાદી પક્ષ, જન સંઘ, હિંદુ મહાસભા વગેરેને કશું સ્થાન મળ્યું નહિ. અકાલીઓનું બળ ઓછું થયું. પતિયાળા સંઘની ચૂંટણીના આ પરિણામની અસર પંજાબના રાજકારણ ઉપર અને શીખોના ઉગ્ર કોમવાદ ઉપર પણ થશે.

★

# આ લેખકનાં પુસ્તકો

## નવલકથાઓ

| | |
|---|---|
| ૧ સંજીવની | ૪-૮-૦ |
| ૨ પ્રાયશ્ચિત ભા ૧ | ૪-૦-૦ |
| ૩ પ્રાયશ્ચિત ભા ૨ | ૪-૮-૦ |
| ૪ મંગલમૂર્તિ | ૩-૦-૦ |
| ૫ ભમતા રેંટે (પૂર્વાર્ધ) | ૩-૦-૦ |
| ૬ ભમતા રેંટે (ઉત્તરાર્ધ) | ૨-૮-૦ |
| ૭ ફૂટેલા સુવર્ણપાત્રો | ૫-૮-૦ |
| ૮ ૯ ઓગસ્ટ | ૪-૮-૦ |
| ૯ વનવાસ | ૫-૮-૦ |
| ૧૦ કન્યારત્ન (ખંડ ૧) | ૫-૪-૦ |
| ૧૧ ,, (ખંડ ૨) | ૫-૪-૦ |

## નવલિકાઓ

| | |
|---|---|
| ૧૨ અંતરની વાતો | ૩-૮-૦ |
| ૧૩ ઝાંઝવાનાં જળ | ૩-૮-૦ |
| ૧૪ અંતરની વ્યથા | ૩-૦-૦ |
| ૧૫ અખંડ જ્યોત | ૩-૦-૦ |
| ૧૬ છેલ્લો પ્રયોગ | ૩-૮-૦ |
| ૧૭ ત્રણ પગલાં | ૩-૦-૦ |
| ૧૮ વિદાય | ૩-૮-૦ |
| ૧૯ કલ્યાણમૂર્તિ | છપાય છે |

## ચિંતન

| | |
|---|---|
| ૨૦ લગ્ન-એક સમસ્યા | ૨-૮-૦ |
| ૨૧ લગ્નસાધના | ૩-૪-૦ |
| ૨૨ પ્રેમ અને પુરુષાર્થ | ૭-૮-૦ |
| ૨૩ દીપમંગલ | ૪-૦-૦ |
| ૨૪ જીવનસાથીની પસંદગી | ૩-૪-૦ |
| ૨૫ કુમકુમનાં પગલાં | છપાય છે |
| ૨૬ 'સંસારચક્ર'ની પુસ્તિકાઓ | |

## જીવનચરિત્રો

| | |
|---|---|
| ૨૭ નેતાજીનું જીવન | ૫-૪-૦ |
| ૨૮ ભિક્ષુ અખંડાનંદ | ૩-૦-૦ |
| ૨૯ પરમ પૂજ્ય બાપુ | ૧-૪-૦ |

# શ્રી લાભુબેન મહેતાનાં પુસ્તકો

## મૌલિક વાર્તાસંગ્રહો

| | |
|---|---|
| ૧ શોધને અંતે | ૨–૪–૦ |
| ૨ આભ અને ધરતી | ૩–૦–૦ |

## અનુવાદિત નવલકથાઓ

| | |
|---|---|
| ૧ પથેર પાંચાલી | છપાય છે |
| ૪ ધરતી વહુ | ૩–૮–૦ |
| ૫ પાણીના સાથિયા | ૨–૮–૦ |
| ૬ એદ | છપાય છે |
| ૭ સંસારયાત્રા | ૪–૪–૦ |

## બાલસાહિત્ય

| | |
|---|---|
| ૮ એનું નામ નરેન્દ્રકુમાર | ૦–૧૦–૦ |
| ૯ પંદર દિવસનો પ્રવાસ | ૦–૧૦–૦ |
| ૧૦ વીર જવાહરલાલ | છપાય છે |
| ૧૧ પ્રેમમૂર્તિ કસ્તુરબા | ૦–૬–૦ |
| ૧૨ તુલસીના પાન | ૦–૬–૦ |

## હવે પછી

( નવલકથા )

૧૩ તરુણીસંઘ
૧૪ માતૃત્વ
૧૫ બુદ્ધિબીધર્મ